॥ ॐ श्रीँ ॥

# सदुपदेशश्रेणी.

## द्वितीय सदुपदेश.

### ब्रह्मस्वरूप.

श्रवणायाऽपि बहुभिर्यो न लभ्यः
शृण्वन्तोऽपि बहवो यन्न विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा
आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥ कठ. २. ७ ॥

**ભાવ:**—જે બ્રહ્મતત્ત્વનું શ્રવણ કરવાનું પણ ઘણાંને પ્રાપ્ત થતું નથી, અનેક પુરુષો તેમને શ્રવણ કરવાનું મળે છે તે પણ જે તત્ત્વને જાણતા નથી, તે બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરનાર યથાર્થ **સદ્‌ગુરુશ્રી** ક્વચિત્ જ હોય છે અર્થાત્ ઘણાંમાંથી કોઇ જ હોય છે, અને તેમની પાસેથી શ્રવણ કરીને બ્રહ્મતત્ત્વની પ્રતીતિરૂપ પ્રાપ્તિ કરી લેનાર પણ વિરલ જ હોય છે કારણ કે સંપૂર્ણ સાધનસંપત્તિને પામીને અર્થાત્ શ્રવણનો યથાર્થ અધિકાર મેળવીને **શ્રીસદ્‌ગુરુ પરમાત્મામાં** અચલ ભક્તિમાન કોઇ વિરલ ધીર વીર પુરુષ આ બ્રહ્મતત્ત્વને જ અપરોક્ષ અનુભવે છે.

આ રીતે શ્રુતિ ડિંડિમ વગાડી જણાવે છે કે બ્રહ્મસ્વરૂપનું કીર્તન, શ્રવણ અને જ્ઞાન એ સર્વ વિરલ જ હોય છે. સર્વ સાધકોને આમાં લેશ પણ સંશય હોવો ઘટતો નથી કે આપણું સર્વનું પરમ વિશ્રામસ્થાન બ્રહ્મતત્ત્વ છે; બ્રહ્મતત્ત્વ જ આપણું સ્વરૂપ છે, આપણે પોતે જ છીએ; બ્રહ્મતત્ત્વ જ આપણા સંસારપ્રવાહનો અંત છે અને આપણી કૃતકૃત્યતાનું સ્થાન છે; આપણી ઇચ્છાનો પરમ વિષય છે, અને આપણું પરમ પ્રાપ્તવ્ય તથા જ્ઞાતવ્ય છે અને પુરુષાર્થ

**परं किंचित् सा काष्ठा सा परा गतिः [ कठ. ३. ११ ]** બ્રહ્મતત્ત્વથી પર કંઇ જ નથી પણ એ પોતે પરાકાષ્ઠા છે અને પરમાં પર ગતિરૂપ છે.

આ પ્રકારના પરમ જ્ઞાતવ્ય તથા પરમ પ્રાપ્તવ્યરૂપ બ્રહ્મતત્ત્વનું સ્વરૂપ શું એ વિચાર સ્વાભાવિક રીતે કર્તવ્ય ઠરે છે. ત્યાં એક પક્ષે જોઇએ તો બ્રહ્મતત્ત્વનું લક્ષણ કોઇ રીતે થઇ શકે એમ નથી. કારણ કે લક્ષણના બે અર્થ થાય છેઃ (૧) જે વર્ગમાં લક્ષ્ય પદાર્થનો અંતર્ભાવ થતો હોય તે વર્ગ બતાવીને તે વર્ગમાં અંતર્ભાવ પામતા અન્ય જે પદાર્થો તેનાથી લક્ષ્યાર્થનો ભેદ બતાવનાર વાક્ય લક્ષણ છે, અને (૨) સજાતીય વિજાતીય પદાર્થથી લક્ષ્યને વ્યાવૃત્ત કરનાર ધર્મોનું પ્રતિપાદન કરનાર વાક્ય તે લક્ષણ છે. વસ્તુસ્થિતિથી જોઇએ તો આ બંનેમાંથી કોઇ અર્થમાં બ્રહ્મતત્ત્વનું લક્ષણ ઘટતું નથી. કારણ કે જે શુદ્ધ બ્રહ્મતત્ત્વ છે તે માટે શ્રુતિ કહે છે કે **आत्मा वा इदमेक एवाग्र आसीन् नान्यत्किंचनमिषत् ॥ ( ऐतरेयोप० १ )** આ સર્વ આત્મારૂપ જ હતું અર્થાત્ આત્મા નામ બ્રહ્મતત્ત્વ અને બ્રહ્મતત્ત્વ માત્ર જ આરંભમાં હતું અને બીજું કંઇ જ નહોતું, **एकमेवाद्वितीयम् ( छांदो. ६. २. १. )** બ્રહ્મતત્ત્વ એક, દ્વિતીયરહિત તત્ત્વ છે વગેરે. તેથી એવો કોઇ વર્ગ નથી કે જેમાં બ્રહ્મતત્ત્વનો સમાવેશ કરાય તેમ જ બ્રહ્મતત્ત્વથી અતિરિક્ત કોઇ પદાર્થ નથી કે જેનાથી બ્રહ્મતત્ત્વનો ભેદ પાડવો પ્રાપ્ત થાય. તેથી આ રીતે તો બંનેમાંથી કોઇ અર્થમાં પણ બ્રહ્મતત્ત્વનું લક્ષણ થઇ શકે એમ નથી. તો પણ જે અવસ્થામાં દ્વૈતની પ્રતીતિ છે તે અવસ્થામાં જગત્ વિદ્યમાનજેવું છે તેથી દ્વિતીય અર્થમાં લક્ષણ શબ્દ લઇએ તો બ્રહ્મનું લક્ષણ યથાકથંચિત્ થઇ શકે અને બ્રહ્મસ્વરૂપનું નિરૂપણ પણ લક્ષણા કરવા અર્થે થઇ શકે.

ત્યાં લક્ષણ બે પ્રકારનાં હોય છેઃ ( ૧ ) સ્વરૂપલક્ષણ અને ( ૨ ) તટસ્થ લક્ષણ. રજતનું લક્ષણ કરતાં કહેવું કે જેમાં રૂપાપણું છે તે રજત અથવા શુક્તિનું લક્ષણ કરતાં કહેવું કે જેમાં શુક્તિપણું છે તે શુક્તિ તો એ સ્વરૂપલક્ષણ છે, અને શુક્તિમાં રજતની ભ્રાંતિ થાય છે તે સમયે એ રજતનું કારણ તે શુક્તિ એમ કહેવું એ શુક્તિનું તટસ્થ લક્ષણ છે કારણ કે રજત કલ્પિત હોવાથી અર્થાત્ વસ્તુરૂપે નહિ હોવાથી એનામાં કારણપણું પણ વસ્તુતઃ નથી. તેથી એ ધર્મ તટસ્થ હોઇને લક્ષણનું કામ સારે છે તેથી એ શુક્તિનું તટસ્થ લક્ષણ છે. આ રીતે બ્રહ્મતત્ત્વનાં બે પ્રકારનાં લક્ષણો શ્રુતિમાં આપેલાં છે અને તે બંને સાધકમાટે ઉપયોગી છે. એક

 

શ્રુતિ **सत्यं ज्ञानमनन्तं ब्रह्म ( तैत्ति० २. १. )** બ્રહ્મ સદ્રૂપ છે, જ્ઞાનરૂપ છે તથા અનન્ત છે એમ કહી બ્રહ્મનું સ્વરૂપલક્ષણ કરે છે તથા અન્ય ( તૈ. ૨. ૭ ) **रसो वै सः । यदि एष आकाश आनन्दो न स्यात्** । બ્રહ્મતત્ત્વ રસરૂપ અર્થાત્ આનંદરૂપ છે. જો બ્રહ્મતત્ત્વ આનંદરૂપ નહિ હોત તો કોણ જીવી શકત વગેરે પ્રતિપાદન કરીને પણ બ્રહ્મતત્ત્વનું સ્વરૂપલક્ષણ કરે છે. આ પ્રમાણે બ્રહ્મ સદ્રૂપ છે, ચિદ્રૂપ છે તથા આનંદરૂપ છે અને અનન્ત છે ઇત્યાદિ રીતિનાં પ્રતિપાદનો, જે ઉપનિષદ્‌માં આવે છે તે સર્વ બ્રહ્મતત્ત્વના સ્વરૂપનાં બોધક છે, તેથી તેઓ સ્વરૂપલક્ષણ છે. ઉપનિષદ્‌માં જ આપણે અન્યત્ર જોઈશું તો જણાશે કે કેટલેક સ્થલે આથી ભિન્ન રીતિથી જ બ્રહ્મતત્ત્વનો લક્ષ કરાવ્યો છે. શ્રીતૈતિરીયોપનિષદ્‌માં ( ૩. ૧. ) કહ્યું છે કે **यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति त द्विजिज्ञासस्व तद्ब्रह्म—** જે તત્ત્વમાંથી આ સંપૂર્ણ વિશ્વ ઉત્પન્ન થાય છે, જેમાં જ એ સ્થિતિ પામીને રહ્યું છે અને વિલય થતાં જેમાં જ એ પ્રવેશી જાય છે તે જ બ્રહ્મ છે એમ તું જાણ. આવા પ્રકારની અન્ય શ્રુતિઓ અનેક મળે છે. તેમ જ **जन्माद्यस्य यतः । १. २. ॥** એ વેદાન્તસૂત્ર પણ એ જ અર્થ કહે છે કે આ પુરોદૃશ્યમાન થતા વિશ્વના જન્મ, સ્થિતિ અને લયરૂપ સર્વ વિકારનું જે ઉપાદાન કારણ તથા નિમિત્ત કારણ છે તે બ્રહ્મ છે. આ સર્વ વાક્યો બ્રહ્મમાં અધ્યસ્ત વિશ્વના કારણપણાનો બ્રહ્મમાં આરોપ કરે છે તેથી એ સર્વ તટસ્થ લક્ષણ છે.

આ બંને પ્રકારનાં વાક્યો સાધકમાટે ઉપયોગી છે કારણ કે બ્રહ્મતત્ત્વની ભાવના કરવામાં ભૂમિકાક્રમથી જ ચઢવાનું સરલ પડે છે; ભૂમિકાક્રમવિના વૃત્તિ મધ્યે જ કુંઠિત થઇ રહે છે.

આ ઉભય પ્રકારનાં લક્ષણથી શુદ્ધ બ્રહ્મ તથા સગુણ બ્રહ્મનાં સ્વરૂપો સામાન્ય રીતે આપણા જાણવામાં આવે છે. ત્યાં શુદ્ધ બ્રહ્મનો અર્થ એ છે કે જે બ્રહ્મતત્ત્વ માયાતત્ત્વથી શબલિત નથી તે. જે બ્રહ્મતત્ત્વમાં અવસ્તુરૂપા માયારૂપ શક્તિ છે તે સગુણ બ્રહ્મ, શબલ બ્રહ્મ ઇત્યાદિ સંજ્ઞાથી ઓળખાય છે.

બ્રહ્મશબ્દ " બૃંહ " ધાતુપરથી આવે છે અને તેથી "મહાન્" તત્ત્વનો બોધ કરે છે, અર્થાત્ વ્યુત્પત્તિમાત્રથી મહત્ત્વરૂપ એક ધર્મ[1]

---

૧. ધર્મશબ્દ સ્વરૂપ, ગુણ ઇત્યાદિનો બોધક છે તેથી સર્વસામાન્ય ગણી એનો પ્રયોગ કર્યો છે, પણ તેથી ધર્મધર્મિવ્યવહાર બ્રહ્મમાં છે એ ભ્રાંતિને વશ થવા કારણ નથી.

બ્રહ્મતત્ત્વનો જણાય છે. ત્યાં સાધારણ રીતે જોઇએ છીએ તો આપણને આપણું ગૃહ આપણા શરીરથી મોટું દેખાય છે. એવાં અનેક ગૃહો જેમાં છે તે ગ્રામ સંજ્ઞાથી ઓળખાય છે, તેથી ગૃહકરતાં ગ્રામ મોટું છે. અનેક ગ્રામો મળીને દેશ થાય છે, અનેક દેશ મળીને ખંડ થાય છે અને અનેક ખંડ મળીને પૃથ્વી થાય છે. તેથી ગ્રામ, દેશ, ખંડ અને પૃથ્વી એ ચારમાં ઉત્તરોત્તર મહાન્ છે. એ પૃથ્વીનો જ્યારે વિચાર કરીએ છીએ ત્યારે ખગોળના અનેક ગ્રહોમાંથી માત્ર એ એક ગ્રહ છે તેથી એક સૂર્યમંડલમાં એ પૃથ્વી એક અણુમાત્ર જેવી થઈ રહે છે. તાત્પર્ય કે સૂર્યમંડલ પૃથ્વીકરતાં અનેકગુણ મોટું છે.

એવાં અસંખ્યજેવાં સૂર્યમંડલ જેમાં છે તે બ્રહ્માંડ કહેવાય છે અને એવાં અનેક બ્રહ્માંડ મળીને એક સૃષ્ટિ કહેવાય છે. તેથી આ સર્વમાં સૃષ્ટિ સહુથી મહાન્ છે. એવી અનેક સૃષ્ટિ વિકાર પામેલી પ્રકૃતિના દેશમાં જ હોય છે અને વિકાર પામેલી પ્રકૃતિ પણ સામ્યાવસ્થાવાળી પ્રકૃતિ અથવા માયાના પ્રમાણમાં અત્યંત ન્યૂન દેશમાં છે. તેથી આ સર્વમાં સામ્યાવસ્થાવાળી માયા મહાન્ છે. એ માયા પણ બ્રહ્મતત્ત્વના પ્રમાણમાં એક અણુરૂપ જ છે. તેથી બ્રહ્મતત્ત્વ સહુથી વધારે મહાન્ છે. આ રીતે ઇતર પદાર્થમાં જે મહત્ત્વધર્મ છે તે સાપેક્ષ છે અને બ્રહ્મતત્ત્વ તો નિરપેક્ષપણે મહાન્ છે.

આ રીતે બ્રહ્મતત્ત્વ મહાન્ છે તેની જ સાથે એ તત્ત્વ સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ છે. આમ હોવાથી એ તત્ત્વ શૂન્યથી તથા અવકાશથી ( space ) વિલક્ષણ છે. તેથી આપણે આપણી વૃત્તિને મહાન્ પદાર્થોપર વેગ આપતા જઇએ છીએ ત્યારે સર્વથી મહાન્રૂપે બ્રહ્મતત્ત્વ આવે છે. પણ એ સમયે જે તત્ત્વમાં આપણી વૃત્તિ ઠરી છે તે શૂન્યરૂપ નથી તેમ જ માત્ર અવકાશરૂપ પણ નથી. કારણ કે જે શૂન્ય છે તેમાં સત્તા નથી, તે જ્ઞાનરૂપ નથી અને આનંદરૂપ પણ નથી, તેમ જ જે અવકાશ છે તેમાં યદ્યપિ સત્તા સ્વીકારાય છે તો પણ જ્ઞાનરૂપતા અને આનંદરૂપતા સ્વીકારાતી નથી. આથી જેમાં આવીને આપણી વૃત્તિ ઠરી છે તે અવકાશ વા શૂન્ય નથી પણ તેથી વિલક્ષણ છે.

**બ્રહ્મતત્ત્વ સદ્રૂપ છે એટલે ત્રણે કાળે અસ્તિત્વમાં રહેનાર છે. બ્રહ્મતત્ત્વમાટે આપણે કદાપિ એમ નહિ કહી શકીશું કે અમુક કાળે એ હતું અથવા થશે, પણ સર્વકાલે એ તો છે, છે ને છે જ. આમ હોવાથી જ શ્રુતિ કહે છે કે सत्यं ज्ञानमनन्तं ब्रह्म–બ્રહ્મ સ-**

ત્ છે, જ્ઞાન છે અને અનંત છે.

જેમ બ્રહ્મ સદ્રૂપ છે તેમ એ ચિદ્રૂપ છે અર્થાત્ જ્ઞાનરૂપ છે. આ સ્થલે કહેવું જોઇએ કે આપણને જે પ્રતીતિ થાય છે કે આ પત્ર છે, આ અક્ષર છે ઇત્યાદિ તે સર્વ જ્ઞાનરૂપ નથી પણ વિજ્ઞાનરૂપ છે અર્થાત્ એ સર્વ અંતઃકરણરૂપ અનાત્મ પદાર્થની વૃત્તિઓ છે. એ વૃત્તિઓ વિજ્ઞાનરૂપ થાય છે એનું કારણ એ છે કે એ વૃત્તિમાં બ્રહ્મતત્ત્વ અનુસ્યૂત થયેલું છે અને તેથી એ બ્રહ્મતત્ત્વ જ્ઞાનરૂપ હોવાથી જ આપણને વૃત્તિરૂપ વિજ્ઞાન થાય છે.

આ જ રીતે જ્યારે આપણને આનંદની પ્રતીતિ થાય છે ત્યારે પણ એ બ્રહ્મતત્ત્વની જ પ્રતીતિ થાય છે કારણ કે એ બ્રહ્મતત્ત્વ જ આનંદરૂપ છે તેથી જ્યારે વૃત્તિ એમાં સ્થિર થાય છે ત્યારે બ્રહ્મતત્ત્વના આવરણનો તેટલો ક્ષણ ભંગ થવાથી આનંદરૂપ અંશની સ્ફુર્તિ આપણને થાય છે.

આ રીતે આ ત્રણ મુખ્ય ધર્મ શુદ્ધ બ્રહ્મના છે. તેની જ સાથે એ તત્ત્વ કૂટસ્થ નિત્ય છે. જે પદાર્થ એકને એક રૂપે જ સદા વિદ્યમાન રહે અને નાશ નહિ પામે તે કૂટસ્થ નિત્ય કહેવાય છે. એથી ઉલટું જે પદાર્થ રૂપાન્તરને સેવતો રહે, છતાં વસ્તુતઃ વિદ્યમાન રહેતો હોય તે પરિણામી નિત્ય કહેવાય છે. પ્રકૃતિ એટલે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યો. એ પ્રકૃતિ પરિણામિ નિત્ય છે કારણ કે વ્યવહારકાલે એ ત્રણ દ્રવ્યો સ્વરૂપે રહે છે છતાં રૂપાન્તરને પામે છે અર્થાત્ એકને એક રૂપે રહેતાં નથી. બ્રહ્મતત્ત્વ નિત્ય છે એટલું જ નહિ પણ કૂટસ્થ નિત્ય છે; કારણ કે બ્રહ્મતત્ત્વના સ્વરૂપનો ઉપમર્દ થઇ કોઈ વિકાર એમાંથી થતો નથી અર્થાત્ એ તત્ત્વ સદા સર્વદા એક રૂપે જ સ્થિત છે.

જે અનાત્મ પદાર્થો છે એટલે જેનું જ્ઞાન "આ" એ રૂપે થાય છે તે સર્વમાં પ્રતિહનન કરવાની શક્તિ હોય છે. આ શક્તિને લીધે એવા બે પદાર્થો એકે કાલે એકે સ્થલે રહી શકતા નથી. જે સ્થલે એક પત્ર હોય છે તે જ સ્થલે તે કાલે અન્ય પત્ર હોતું નથી, તેમ જ અન્ય કોઇ અનાત્મ પદાર્થ રહી શકતો નથી, કારણ કે એ બંનેમાં પ્રતિહનન શક્તિ છે. આ પ્રકારનું પ્રતિહનન કરવાનું સામર્થ્ય જે અનાત્મનિષ્ઠ છે તે બ્રહ્મતત્ત્વમાં નથી તેમ જ કોઇ અનાત્મ પદાર્થમાં પણ બ્રહ્મતત્ત્વને પ્રતિહનન કરવાનું સામર્થ્ય નથી. આમ હોવાથી જગતની વસ્તુમાત્રમાં અંતર્ બહિર્ બ્રહ્મતત્ત્વ રહે છે. **तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः—**

એ બ્રહ્મતત્ત્વ આ સર્વ વિશ્વની અંદર તથા બહિર્ વ્યાપી રહેલું છે— એ શ્રીઈશોપનિષદ્ શ્રુતિ પણ એ જ અર્થનો ઉપદેશ કરે છે. તેથી આ રીતે જોતાં બ્રહ્મતત્ત્વ વસ્તુપરિચ્છેદથી રહિત છે એ નિશ્ચય થાય છે. બ્રહ્મતત્ત્વ મહાન્ છે અર્થાત્ વ્યાપક છે અને સદ્રૂપ છે અર્થાત્ ત્રણે કાલે એક રૂપે વિદ્યમાન રહે છે એ તો આપણે જોઇ ગયા છીએ; તેથી બ્રહ્મતત્ત્વ દેશપરિચ્છેદ અને કાલપરિચ્છેદથી રહિત છે. જે પદાર્થ એક દેશમાં હોય અને અન્ય દેશમાં નહિ હોય તે દેશથી પરિચ્છેદ પામેલો કહેવાય છે; અને જે એક કાલે હોય અને અન્ય કાલે નહિ હોય તે કાલથી પરિચ્છેદ પામેલો કહેવાય છે. આપણું શરીર એક દેશમાં જ છે અને તે સમયે અન્ય દેશમાં એનો અભાવ છે તેથી એ દેશથી પરિચ્છિન્ન છે; તેમ જ ગર્ભપહેલાં એ શરીર નહોતું અને મૃત્યુપછી રહેનાર નથી તેથી કાલથી પરિચ્છિન્ન છે. બ્રહ્મતત્ત્વ આ બને પરિચ્છેદથી રહિત છે અને તે સાથે વસ્તુપરિચ્છેદથી રહિત છે. આમ હોવાથી એ તત્ત્વ ત્રણે પ્રકારના પરિચ્છેદથી રહિત છે.

આ બ્રહ્મતત્ત્વ વસ્તુતઃ તો એક અદ્વિતીય પદાર્થ જ છે અને વસ્તુમાત્ર એ જ છે. છતાં જગત્નું અસ્તિત્વ લઇ કહીએ તો એ બ્રહ્મતત્ત્વ સર્વ કારણના પણ કારણરૂપ છે, અને પોતે કોઇનું પણ કાર્ય નથી. ત્યાં જગત્નો અને બ્રહ્મતત્ત્વનો સંબંધ સાધારણ કારણો અને કાર્યોવચ્ચે જે સંબંધ હોય છે તે કરતાં કંઇક વિલક્ષણ પ્રકારનો છે. આપણે જે સાધારણ પદાર્થો જોઇએ છીએ જેવા કે દુગ્ધ, દધિ, મૃત્તિકા, ઘટ, શરાવ વગેરે તો તેમાં આપણને સ્પષ્ટ સમજાય છે કે દુગ્ધના સ્વરૂપમાં વિકાર થઇને દધિ થાય છે, મૃત્તિકાનો પરિણામવિશેષ થવાથી ઘટ, શરાવ, આદિ થાય છે. બ્રહ્મતત્ત્વ સર્વત્રવ્યાપક છે તથા એ એકરસ છે તેથી એમાં ક્રિયા કે ગતિનો અસંભવ છે. ગતિનો અર્થ એ છે કે જે પદાર્થમાં એ હોય છે તેને સ્થાનાન્તર કરવાનો એ હેતુ છે. હવે સ્થાનાન્તર ક્યારે થઈ શકે છે કે જ્યારે તે પદાર્થ એક સ્થાનમાં હોય અને અન્ય સ્થાનમાં નહિ હોય ત્યારે. બ્રહ્મતત્ત્વ સર્વત્રવ્યાપક છે તેથી એમાં સ્થાનાન્તર થવાનો અસંભવ હોય છે અને સ્થાનાન્તર થવાનો અસંભવ હોવાથી ગતિનો અસંભવ છે. તેમ જ બ્રહ્મતત્ત્વ નિરવયવ છે અર્થાત્ સર્વતઃ એકરસ છે, તેથી એમાં ક્રિયામાત્રનો અસંભવ છે. આ રીતિની સ્થિતિ હોવાથી એ તત્ત્વમાં ક્રિયા થઇ એના પરિણામરૂપે જગત્ થાય એ કેવલ અસંભવ છે. જે પરિણામ પામી રૂપાન્તરને

ધારણ કરે તે પરિણામિઉપાદાન કારણ કહેવાય છે. તેથી બ્રહ્મતત્ત્વ જગતનું પરિણામિઉપાદાન કારણ હોય એ કેવલ અસંભવ છે. છતાં જગતનું અસ્તિત્વ લીધું છે તો બ્રહ્મતત્ત્વ માત્ર વિવર્તઉપાદાન કારણ જ થઈ શકે. જે કારણના સ્વરૂપનો ઉપમર્દ થતો નથી તથા જે પરિણામ પામતું નથી છતાં જેમાંથી વિકારવત્ ગણાતો પદાર્થ ઉત્પન્ન થાય છે તે વિવર્ત ઉપાદાન કારણ છે. એનું સંપૂર્ણ અંશે મળતું દૃષ્ટાન્ત તો મળવા સંભવ નથી, છતાં વિવક્ષિત અંશમાં સામ્યવાળું દૃષ્ટાન્ત લઇએ તો શુક્તિરજત છે. જ્યારે શુક્તિમાં રજતની ભ્રાંતિ થાય છે ત્યારે એ અધ્યસ્ત રજતનું ઉપાદાન કારણ શુક્તિ છે. અહીં શુક્તિના શુક્તિત્વનો ઉપમર્દ થતો નથી છતાં એ શુક્તિ જ જાણે રજત થઇ રહી હોય એમ દેખાય છે. આ જ પ્રમાણે બ્રહ્મતત્ત્વના સ્વરૂપનો ઉપમર્દ થતો નથી તેમ જ એ તત્ત્વ પરિણામ પણ પામતું નથી, છતાં એ જ તત્ત્વ જાણે કોઇ સ્વભાવ—સામર્થ્ય—વશાત્ જગત્રૂપ અથવા જગતના પરિણામિઉપાદાન કારણરૂપ થઇ રહ્યું હોય એવું થાય છે. આમ હોવાથી આ શુદ્ધ બ્રહ્મતત્ત્વ જગતનું વિવર્તઉપાદાન કારણ છે. કાર્ય લય પામે છે એમ કહેવું અને કાર્ય કારણરૂપ થઇ રહે છે એમ કહેવું એ બંનેના અર્થ સમાન છે. તેથી બ્રહ્મતત્ત્વ સંપૂર્ણ વિશ્વના વિવર્તઉપાદાન કારણરૂપ છે તેથી સંપૂર્ણ જગતના લયનું સ્થાન પણ છે એ અર્થાત્ સિદ્ધ થાય છે.

આ રીતે શુદ્ધ બ્રહ્મના કેટલાક ધર્મો છે. એમાં સત્, ચિત્ અને આનંદરૂપતા એ ત્રણ જ ભાવરૂપ નિરપેક્ષ ધર્મો છે તેથી બ્રહ્મના સ્વરૂપરૂપ છે. નિરવયવત્વ, પ્રતિહનનરહિતત્વ, અગતિમત્ત્વ ઇત્યાદિ ધર્મો અભાવરૂપ છે અને સર્વનાં કારણપણું ઇત્યાદિ ધર્મો દ્વૈતના સાપેક્ષ છે તેથી એ ધર્મો સ્વરૂપભૂત ધર્મો નથી. અહીં માત્ર મુખ્ય મુખ્ય પ્રાકૃત ધર્મોનો જ અભાવ આપણે લીધો છે પણ એ લેવાથી અન્ય અસંખ્ય પ્રાકૃત ધર્મોનો અભાવ આવી જાય છે. જ્યારે ક્રિયા અને ગતિ એ બેનો તથા સાવયવત્વનો નિષેધ કર્યો ત્યારે સર્વ પ્રકૃતિના ધર્મોનો નિષેધ થઇ જાય છે; કારણ કે પ્રકૃતિના સર્વ ધર્મો આ ધર્મોની અપેક્ષા રાખી અથવા એ ધર્મોમાંથી જ ઉદય પામે છે. જેમકે કર્તૃત્વ, ભોક્તૃત્વ, જ્ઞાતૃત્વ ઇત્યાદિ સર્વ ધર્મો ક્રિયાની અપેક્ષા રાખે છે. તેથી બ્રહ્મમાં ક્રિયા માત્રનો નિષેધ કરવાથી બ્રહ્મ કર્તા નથી, ભોક્તા નથી, જ્ઞાતા નથી ઇત્યાદિ સર્વ નિષેધો પણ કથિત થઇ જાય છે.

શુદ્ધ બ્રહ્મતત્ત્વ આવું હોવાથી એમાં બંધમોક્ષનો વ્યવહાર ઉ-

પચારથી જ કરવો હોય તો કરી શકાય એમ છે. આ બ્રહ્મતત્ત્વમાં મુક્તત્વ સ્વભાવસિદ્ધ છે, છતાં એ ધર્મ બંધની અપેક્ષા રાખનાર છે, તેથી જ બંધના અભાવે મોક્ષનો પણ અભાવ કહેવો યોગ્ય છે; તેથી બંધમોક્ષ સંપૂર્ણ વ્યવહાર, માત્ર ઉપચારથી જ સિદ્ધ છે એ-મ કહેવું અયોગ્ય નથી.

આ શુદ્ધ બ્રહ્મતત્ત્વમાટે જ શ્રુતિઓ અગમ્ય, અચિંત્ય, જ્ઞાનથી પર, અજ્ઞાનથી પર ઇત્યાદિ પ્રતિપાદનો કરે છે. શ્રીકેનશ્રુતિ કહે છે કે **अन्यदेव तद् विदितादथो अविदितादधि**—જે જ્ઞેય છે—જ્ઞાત છે તેનાથી બ્રહ્મ ભિન્ન છે અને જે અજ્ઞાત છે તેનાથી પણ પર છે. અન્યત્ર એ જ ઉપનિષદ્ જણાવે છે કે **यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते तदेव ब्रह्म त्वं विद्धि**—જે વાણીની શક્તિથી પર છે, જેને લીધે વાણી પ્રવૃત્ત થાય છે તે જ બ્રહ્મ છે એમ તું જાણ. તેમ જ **यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः**—જે બ્રહ્મતત્ત્વ જ્ઞેય નથી એમ જાણે છે તેજ બ્રહ્મજ્ઞાનસંપન્ન છે અને જે એમ જાણે છે કે મેં બ્રહ્મતત્ત્વને જાણ્યું—જ્ઞાનના વિષયરૂપ કર્યું તે યથાર્થ જાણતો નથી. શ્રીતૈતિરીયોપનિષદ્ પણ જણાવે છે કે **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह**—જેનાથી વાણી મનસહિત પાછી વળે છે અને જેને એ બંને પામતાં નથી એવું આ બ્રહ્મતત્ત્વ છે. આઆદિ અનેક સ્થલે આ શુદ્ધ બ્રહ્મતત્ત્વને અગમ્ય, અચિંત્યઆદિ વિશેષણોવાળું કહ્યું છે. અને તે યોગ્ય છે. કારણ કે શ્રુતિ પોતે જ કહે છે કે આ સર્વ વિશ્વનું સ્ફુરણ બ્રહ્મતત્ત્વને લીધે જ થાય છે. સર્વના વિજ્ઞાતારૂપ આ બ્રહ્મતત્ત્વ છે તેથી એનો પ્રકાશ કોણ કરી શકે ? સૂર્ય, ચંદ્ર, તારા, નક્ષત્ર આદિ સંપૂર્ણ પદાર્થો આ બ્રહ્મતત્ત્વની સત્તાથી જ સત્તાવાળા છે અને આ બ્રહ્મતત્ત્વની સ્ફુર્તિથી જ પ્રતીત થાય છે તો એ સર્વ વ્યક્તિના પ્રકાશકને કોણ પ્રકાશી શકે ? વળી આપણે જેને જ્ઞાન કહીએ છીએ તે વૃત્તિરૂપ છે. વૃત્તિ અંતઃકરણનો પરિણામ છે તેથી અનાત્મ પદાર્થ છે. એ અનાત્મ પદાર્થની ગતિ અવસ્તુરૂપા માયાના પ્રદેશપર્યન્ત જ વધારેમાં વધારે થઇ શકે છે, એથી આગળ એની ગતિ થવી અસંભવ છે. તેથી બ્રહ્મતત્ત્વનું સમગ્રરૂપે જ્ઞાન થવું એ તો અસંભવ છે. જે બ્રહ્મતત્ત્વનું જ્ઞાન થવાનું તે તો જે બ્રહ્મતત્ત્વમાં અવસ્તુરૂપા માયા છે તે બ્રહ્મતત્ત્વનું થવાનું તેથી તે શુદ્ધ બ્રહ્મતત્ત્વ નથી. તેથી આ રીતે જોતાં શુદ્ધ બ્રહ્મતત્ત્વ અગમ્ય છે એ સ્પષ્ટ સિદ્ધ થાય છે. આ સાથે આપણે જાણીએ છીએ કે શુદ્ધ બ્રહ્મતત્ત્વનું કદાચ જ્ઞાન થાય તોપણ

જ્ઞાતાજ્ઞેયના ભેદથી જ જ્ઞાનનું જ્ઞાનપણું છે. એ ભેદની પ્રતીતિ જે-માં છે તે વસ્તુજ્ઞાન નથી કારણ કે એ ભેદ વસ્તુરૂપ નથી. તેથી આ રીતે જોતાં પણ જ્ઞાન વા ચિંતન અસંભવ છે. તેથી સર્વ રીત્યા આ તત્ત્વ અચિંત્ય જ ઠરે છે અને જ્ઞાનથી પર ઠરે છે. તેની સાથે સર્વનું જ્ઞાન એનાથી થાય છે તથા એ તત્ત્વ સ્વયંપ્રકાશ છે તેથી એ અજ્ઞાત પણ નથી. કોઇને જો પોતાનું અસ્તિત્વ અજ્ઞાત હોય તો જ આ બ્રહ્મતત્ત્વનું અસ્તિત્વ અજ્ઞાત હોઇ શકે. પણ તેમ તો છે નહિ. તેમ જ પ્રત્યેક જ્ઞાનની પ્રવૃત્તિ આ સ્વયંપ્રકાશ તત્ત્વને લીધે છે તેથી સર્વથા એ અજ્ઞાનથી પર છે.

આ બ્રહ્મતત્ત્વ સ્વયંપ્રકાશ છે એમ અત્ર કહ્યું છે. ત્યાં સ્વયં-પ્રકાશ શબ્દનો સાધારણ અર્થ તો એ થાય છે કે જે પોતે પોતાને પ્રકાશે છે, જેના જ્ઞાન માટે-પ્રકાશ માટે—અન્ય કોઇની અપેક્ષા રહેતી નથી વગેરે. પણ આ બ્રહ્મતત્ત્વને સ્વયંપ્રકાશ કહેવામાં કંઇક વિશેષ અર્થ વિવક્ષિત છે. એ તત્ત્વનું જ્ઞાન અન્યથી થતું નથી એ વાત સાચી છે પણ એ તત્ત્વનું જ્ઞાન પોતાથી પણ થતું નથી કારણ કે પોતે જ જ્ઞાનનું કર્તા અને કર્મ હોય નહિ અર્થાત્ એ તત્ત્વ અવેદ્ય છે. આમ અવેદ્ય છતાં અપરોક્ષ વ્યવહારને યોગ્ય છે કારણ કે સર્વના આત્મભૂત છે. તેથી બ્રહ્મ સ્વયંપ્રકાશ છે એનો અર્થ એ છે કે એ તત્ત્વ અપરોક્ષ વ્યવહારને યોગ્ય છતાં અવેદ્ય છે.

આ રીતે શુદ્ધ બ્રહ્મતત્ત્વ સર્વથી અર્થાત્ નિરપેક્ષપણે મહાન્ છે. તાત્પર્ય કે સર્વવ્યાપક છે, દેશ, કાલ તથા વસ્તુથી પરિચ્છેદવિનાનું છે, સર્વના વિવર્તકારણરૂપ છે, કોઇના પણ પરિણામીકારણરૂપ નથી, નિરવયવ છે, સ્વયંપ્રકાશ છે, પોતામાં જ સ્થિતિ પામી રહ્યું છે, કૂટસ્થ નિત્ય છે, સત્ છે, ચિત્ છે અને આનંદરૂપ છે.

આ તત્ત્વથી નીચે ઉતરીએ છીએ તો સગુણ બ્રહ્મની મર્યાદા આવે છે, અર્થાત્ આ શુદ્ધ તત્ત્વના એક પ્રદેશમાં અવસ્તુરૂપા માયા છે અને એ માયારૂપ સ્વભાવવાળું જે શુદ્ધ બ્રહ્મ તે સગુણ બ્રહ્મ છે, તેમની મર્યાદામાં આવીએ છીએ. એ સગુણ બ્રહ્મ પરમેશ્વર, મહેશ્વરઆદિ સંજ્ઞાથી ઓળખાય છે. એ પણ વસ્તુત: તો શુદ્ધ બ્રહ્મરૂપ છે તેથી એ પક્ષે જે જે સ્વભાવ શુદ્ધ બ્રહ્મતત્ત્વમાં છે તે તે સર્વ આ તત્ત્વમાં પણ છે. તો પણ તેમાં કંઇક અંશે ભેદ પણ છે. એ ભેદ માત્ર અવસ્તુરૂપા માયારૂપ ઉપાધિવશાત્ છે એ સ્મરણ કરાવવા અગત્ય નથી. એ તત્ત્વ પણ સદ્રૂપ છે, ચિદ્રૂપ છે અને આનંદરૂપ છે. તેમ જ એ તત્ત્વમાં જે બે અંશ છે—શુદ્ધ બ્રહ્મત-

ત્ત્વ અને અવસ્તુરૂપા માયા તે બંને અનાદિસિદ્ધ છે તેથી એ તત્ત્વ પણ નિત્ય છે. વસ્તુતઃ એ તત્ત્વ નિરવયવ છે છતાં ઉપાધિને અવલંબન કરી એના અવયવની કલ્પના કરવી હોય તો થઇ શકે છે. આ પ્રસંગમાં આકાશ દૃષ્ટાન્તરૂપે આપવામાં આવે છે. આકાશ વસ્તુતઃ એક જ છે છતાં અમુક ઉપાધિમાં રહેલું આકાશ તેને એક સંજ્ઞા આપી તેથી અન્ય ઉપાધિમાં રહેલા આકાશમાં ઉપાધિપ્રયુક્ત ભેદને કલ્પી અન્ય સંજ્ઞા અપાય છે, તે જ પ્રમાણે અવસ્તુરૂપા માયાને લીધે જે પરિણામો થાય તે પરિણામોરૂપ ઉપાધિનો ભેદ લઇ તે ભેદપ્રયુક્ત ભેદ આ પરમેશ્વરમાં કલ્પી શકાય છે. શુદ્ધ બ્રહ્મતત્ત્વમાં તો આનો પણ અસંભવ છે કારણ કે તેમાં ઉપાધિમાત્રનો અભાવ છે. તેથી આ તત્ત્વ સાવયવ હોય એમ લઇ પ્રસંગે વ્યવહાર કરાય છે. આ તત્ત્વ પણ વસ્તુતઃ તો નિરપેક્ષ મહત્ત્વવાળું છે છતાં માયારૂપ અંશ એક દેશમાં હોવાથી શુદ્ધ બ્રહ્મતત્ત્વની અપેક્ષાથી એક દેશમાં છે. તેથી એમનામાં આ અંશને અવલંબન કરી કહીએ તો સાપેક્ષ મહત્ત્વ છે. આ રીતે યત્કિંચિત્ ભેદ માત્ર આ તત્ત્વના અને શુદ્ધ બ્રહ્મતત્ત્વના સાધારણ ધર્મોમાં છે, બાકી શુદ્ધ બ્રહ્મતત્ત્વના સઘળા ધર્મો આ તત્ત્વમાં પણ છે.

આ તત્ત્વમાં માયારૂપ ઉપાધિ વધવાથી કેટલાક ધર્મો અધિક હોય છે. માયા સંપૂર્ણ સામર્થ્યનાં માતારૂપ છે તથા એ માયાને લીધે જ વિજ્ઞાનરૂપ જ્ઞાન હોય છે તેથી પ્રથમ તો એ જ આપણને સ્પષ્ટ થાય છે કે આ પરમેશ્વર સર્વજ્ઞ તથા સર્વશક્ત છે. આ જ અર્થ શ્રીપ્રશ્નોપનિષદ્‌માં કહ્યો છે. ત્યાં કહ્યું છે કે **यः सर्वज्ञः सर्वविद् यस्यैष महिमा**—જે સર્વ પદાર્થને સામાન્યવિશેષરૂપે– ઉભયરૂપે જાણે છે અને જેમનો આ મહિમા છે. અન્યત્ર શ્રુતિ જ કહે છે કે **एषः सर्वेश्वरः एष सर्वज्ञ एषोन्तर्यामी**—આ પરમેશ્વર સર્વજ્ઞ છે, સર્વના ઈશ્વર છે અને સર્વના અંતરમાં રહીને સર્વનું યમન કરનાર છે. અન્ય શ્રુતિ કહે છે કે **यो देवानां प्रभवश्चोद्भवश्च विश्वाधिपः**—એ પરમેશ્વર દેવવર્ગમાત્રને ઉત્પન્ન કરનાર છે અને વિશ્વના ઈશ છે—વગેરે.

આ પરમેશ્વરતત્ત્વ સર્વ વિશ્વનું કારણ છે. એ જ અર્થ **यतो वा इमानि भूतानि०** એ પૂર્વોદાહૃત શ્રુતિ કહે છે. ત્યાં શુદ્ધ બ્રહ્મ તો વિવર્તોપાદાન કારણ છે અને આ શબલ બ્રહ્મમાં બે અંશ છે, તેથી એ ઉપાદાન અને નિમિત્ત કારણ છે. આપણે જોઇએ છીએ કે પુરુષમાંથી કેશલોમાદિ ઉત્પન્ન થાય છે. અહીં જડ શરીર કેશલોમાદિનું ઉપાદાન કારણ છે અને તદન્તર્વર્તિ જીવ નિમિત્ત કારણ છે.

પુરુષમાં ઉભય અંશનું ગ્રહણ થાય છે તેથી કેશલોમાદિનું ઉપાદાન તથા નિમિત્ત કારણ પુરુષ જ છે. વળી કરોળીઓ જે જાળ પોતામાંથી કાઢે છે તેમાં પણ આપણે જાણીએ છીએ કે કરોળીઆશબ્દથી જીવ તથા એ સંજ્ઞાવાળા શરીરનું ગ્રહણ થાય છે તથા અહીં શરીર જાળનું ઉપાદાન કારણ છે અને જીવ નિમિત્તકારણ છે, તેથી કરોળીઓ અભિન્ન નિમિત્ત તથા ઉપાદાન કારણ છે. આ રીતે સૃષ્ટિમાં અભિન્ન નિમિત્તોપાદાન દુષ્ટચર છે, અર્થાત્ એને માટે અનેક દૃષ્ટાન્તો મળે છે. આ શબલ બ્રહ્મ પણ આવી રીતે વિશ્વનું અભિન્ન નિમિત્તોપાદાન કારણ છે. એ પરમાત્મામાં રહેલું શુદ્ધ ચેતન તો વિવર્તોપાદાન કારણ છે પણ જે વિશિષ્ટ ચેતનરૂપ પરમાત્મા છે તેમના શરીરસ્થાનીય માયાથી થએલી પ્રકૃતિ તે ઉપાદાન કારણ છે અને એ વિશિષ્ટ ચેતન નિમિત્ત કારણ છે. તેથી ઉભય અંશનો પોતામાં સમાવેશ કરનાર પરમાત્મા સંપૂર્ણ વિશ્વના અભિન્ન નિમિત્તોપાદાન છે. આ જ કારણથી **हरिरेव जगत्, जगदेव हरिः** હરિ પોતે જ જગદ્રૂપ થયા છે, જગત્ હરિથી ભિન્ન નથી ઇત્યાદિ શાસ્ત્રવાક્ય પ્રચલિત છે.

આ જ શબલ બ્રહ્મ સર્વ કર્મફલના પ્રદાતા છે તથા ધ્યેય જ્ઞેય અને ઇશ છે. ઈશશબ્દ આ શબલ બ્રહ્મથી ઉત્પન્ન થએલા **શ્રીરુદ્ર**ભગવાન્ **શ્રીવિષ્ણુ** ભગવાન્ તથા **શ્રીબ્રહ્મા** ભગવાનને લગાડવામાં આવે છે અને તે યોગ્ય છે છતાં મુખ્યત્વે કરીને ઈશિતૃત્વ આ શબલ બ્રહ્મમાં જ છે. આ જ **મહેશ્વર** સર્ગારંભે દિવ્ય લીલાતનુ ધારણ કરીને આ ત્રણે ઇશને પોતાના આવિર્ભાવનું કારણ જણાવે છે તથા આ જ **મહેશ્વર** તેમને કર્તવ્યમાં જોડે છે. જેમ સામાન્ય જીવના અંતર્યામી આ **પરમાત્મા** છે તે જ પ્રમાણે સર્વ દેવવર્ગના તથા સર્વ ઇશના પણ આ જ અંતર્યામી છે. એમની સત્તાથી જ એ સર્વનું તથા ચરાચર વિશ્વનું અસ્તિત્વ છે તથા એ નિયમમાં વહન થતું રહે છે. **भयादस्याग्नि स्तपति भयात्तपाति सूर्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पंचमः ।** એ **શ્રીકઠ**શ્રુતિ તથા **भीषाऽस्माद्वातः पवते भीषोदेति सूर्यः । भीषाऽस्मादग्नि श्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ।** એ **શ્રી તૈતિરીય** શ્રુતિ પણ આ **પરમાત્માના** ભયથી અર્થાત્ શાસનથી અગ્નિ તપે છે, સૂર્ય નિયમિત ઉગે છે, વાયુ વાય છે; ઇન્દ્ર પોતાનું કામ વૃષ્ટિ આદિ કરે છે અને મૃત્યુ સ્વવ્યાપારથી અપ્રમત્ત રહે છે એમ કહી એ જ સૂચવે છે કે દેવાદિ વર્ગસહિત સંપૂર્ણ વિશ્વ આ **પરમાત્માના** નિયમનનીચે રહેલું છે. જેમ સર્વનું ઉત્પત્તિસ્થાન આ **પરમાત્મા** જ છે તેમ સર્વના લયનું સ્થાન

પણ આ જ પરમાત્મા છે અને તે સમયે એમનો જ લક્ષ શ્રીમહાકાલાદિ સંજ્ઞાથી કરાવાય છે. આ જ શ્રીમહેશને કેટલાક આચાર્યોએ અનંતકલ્યાણગુણના સ્થાન કરી વર્ણ્યા છે તથા એમને જ પરમતત્ત્વ માની અટકયા છે. આ જ શ્રીપરમેશ્વર સર્વના પર અનુગ્રહ કરનાર છે તથા પોતાના ભક્તને વિશ્વસ્થ નિયમાનુસાર ઊર્ધ્વ ગતિમાં સ્થાપે છે તેથી ભક્તવત્સલ કહેવાય છે. પ્રલયસમયે લુપ્ત થયેલા વેદોનો આ જ તત્ત્વમાંથી આવિર્ભાવ થાય છે અને પછી બ્રહ્માઆદિદ્વારા જીવોના ઉદ્ધરણાર્થે પ્રસાર થાય છે. આથી કરીને જ શ્રીયોગસૂત્રમાં **स एव पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात्**—કાલથી અવચ્છિન્ન નહિ હોવાથી આ શ્રીમહેશ્વર બ્રહ્માવગેરેને પણ પ્રલયમાં લુપ્ત થયેલા વેદોનો ઉપદેશ કરે છે એમ કહ્યું છે. આ શ્રીપરમાત્માના ઉભય અંશ અનાદિ છે તથા કોઇ કાલે પણ અસતોચ્છેદને પામનાર નથી તેથી આ શ્રીપરમાત્મા નિત્ય છે. એમનાવડે તથા એમનામાંથી જ સર્વ સર્ગની પ્રવૃત્તિ છે તેથી આ સત્તા પણ દેશ તથા વસ્તુથી પરિચ્છેદવિનાની છે. સંક્ષેપમાં કહીએ તો વિદ્યાત્મિકા માયાના જે સર્વ ગુણો તે આ શબલ બ્રહ્મમાં છે અને શુદ્ધ બ્રહ્મના સર્વ ધર્મો તો આ તત્ત્વમાં છે જ.

આજ શબલ બ્રહ્મમાંથી આખું વિશ્વ—ચરાચર—ઉત્પન્ન થાય છે, એ ઉપર કહી ગયા છીએ. ત્યાં કાર્યનો પોતાના ઉપાદાન કારણથી અભેદ જ હોય છે. ઘટ એ મૃત્તિકાથી અતિરિક્ત કોઇ વસ્તુ નથી પણ મૃત્તિકા જ છે, દધિ એ દુગ્ધની અવસ્થાવિશેષ છે તેથી વસ્તુરૂપે દુધથી અતિરિક્ત કોઇ વસ્તુ નથી. તે પ્રમાણે શ્રીરુદ્રભગવાન્ શ્રીવિષ્ણુ ભગવાન્ તથા શ્રીબ્રહ્મા ભગવાન્ આ પરમાત્માથી ઉત્પન્ન થાય છે તેથી આ પરત્માામાની જ અવસ્થાવિશેષ છે, એથી ભિન્ન વસ્તુ નથી. તેમ જ અપંચીકૃત ભૂત તથા પંચીકૃત ભૂત તથા એ બેથી રચાતાં સંપૂર્ણ બ્રહ્માંડો, ગોલકો, તેનાં ઘન અને ગાઢાકાશ એ સર્વ પણ શ્રીબ્રહ્માદિ ઈશમાંથી જ ઉત્પન્ન થાય છે તેથી એ ઈશથી અતિરિક્ત વસ્તુ નથી અને એ ઈશ પણ પરમાત્માની અવસ્થાવિશેષ હોવાથી પરમાત્માથી અતિરિક્ત વસ્તુ નથી તેથી એ સર્વ પણ શ્રીપરમાત્માથી અભિન્ન જ છે. આ રીતે જોતાં સ્પષ્ટ થાય છે કે જીવ અર્થાત્ વ્યષ્ટિઅભિમાની પણ પરમાત્માથી અભિન્ન છે. વ્યષ્ટિઅભિમાની અવિદ્યાત્મિકા માયાથી વિશિષ્ટ થયેલા શુદ્ધ બ્રહ્મનું નામ છે, તથા અહીં પણ, જેમ વિદ્યાત્મિકા માયાથી વિશિષ્ટ શુદ્ધ બ્રહ્મને પરમાત્મા અને તદુપહિત અશુદ્ધ બ્ર-

હ્મને પરમાત્મસાક્ષી કહેવાય છે તેમ, અવિદ્યા માયાથી ઉપહિત શુદ્ધ બ્રહ્મને જીવસાક્ષી સંજ્ઞા અપાય છે. આ પ્રસંગે જણાવવું જોઇએ કે આ સંબંધમાં શાસ્ત્રો બે પ્રકારનાં પ્રતિપાદન કરે છે. કેટલેક સ્થલે એવું કહેલું જોવામાં આવે છે કે જીવ એ શુદ્ધ બ્રહ્મથી વિશિષ્ટ અવિદ્યાના અણુનું નામ કહ્યું છે અને અન્યત્ર શબલ બ્રહ્મતત્ત્વથી વિશિષ્ટ અવિદ્યાના અણુનું નામ કહ્યું છે. આમ બે રીતે પ્રતિપાદન લેવાથી મોક્ષની ભૂમિકામાં યતકિંચિત ભેદ આવે છે. તથાપિ તે આ પ્રસંગમાં વિશેષ ઉપયોગનો નથી. અને જેમ દારુના હાથીને ઉડાવી દેવાનો જ હોય છે તેથી એની આકૃતિના ભાગોમાટે વિચારવાન પુરુષો વિશેષ વિવાદ કરતા નથી તેમ આ સર્વ માયાના પ્રપંચનું જે પ્રતિપાદન છે તેનું પ્રયોજન એ પ્રતિપાદનથી માયાનાં કાર્યોનું વિધાન કરવામાં નથી પણ એ સર્વ કાર્યોનો નિષેધ કરી સર્વ નિષેધના અવધિભૂત બ્રહ્મતત્ત્વનું સ્થાપન કરવામાં છે, તેથી હંસવૃત્તિ ધરનાર ધીર પુરુષો આવા ભેદથી સંશયગ્રસ્ત થતા નથી એ અત્ર કહેવા જરૂર નથી. ખરૂં જોતાં તો વસ્તુરૂપે અહીં ભેદ પણ નથી, એ આગળ કહેવાશે.

આ જીવ અને જીવસાક્ષી એ બેમાં જીવસાક્ષી તો સ્પષ્ટ રીતે શુદ્ધ બ્રહ્મ જ છે, કારણ કે અવિદ્યાનું અણુ એમાં રહેવાથી એનો કોઈ પણ રીતે ભેદ થતો નથી. એ જ સાક્ષી આત્માનું પ્રતિપાદન કરતાં શ્રુતિ કહે છે કે **एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥ कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥** એક જ, ચેતનોમાં પણ ચેતનરૂપ શુદ્ધ બ્રહ્મસ્વરૂપ સર્વ વસ્તુમાં આવરણથી આચ્છાદિત થઈ રહ્યું છે તથા સર્વવ્યાપક છે અને સર્વ વસ્તુના અંતરાત્મારૂપ છે. જીવ સંજ્ઞાવાળા અભિમાનીના સાક્ષીરૂપે એ જીવથી થતી સંપૂર્ણ ક્રિયારૂપ કર્મોના અધ્યક્ષરૂપ છે. તેમ જ એ જ તત્ત્વ સર્વ વ્યક્તિના આશ્રયરૂપ છે તથા સ્વરૂપે સાક્ષીરૂપ છે, ચેતનરૂપ છે અને સંપૂર્ણ પ્રકૃતિના ધર્મોથી રહિત છે. તેથી આ સાક્ષી આત્મા, શબલ બ્રહ્મના સાક્ષી આત્મા અને શુદ્ધ બ્રહ્મ એ સર્વ એક જ વસ્તુનાં નામ છે. હવે જે જીવ છે તેમાં શુદ્ધ બ્રહ્મ અથવા પરમાત્મા અને અવિદ્યા આ બે અંશ છે. અવિદ્યા એ અવસ્તુરૂપા માયાનો એક ભાગ છે. એ અવિદ્યાને લીધે જીવના ધર્મોમાં અલ્પજ્ઞતા અને પરતંત્રતા છે. તેમ જ કર્તૃત્વ, ભોક્તૃત્વ આદિ ધર્મો પણ જીવોમાં હોય છે, અને એ ધર્મોને લીધે બંધની સ્થિતિ છે, અને બંધની સ્થિતિ હોવાથી એ બંધની નિવૃત્તિએ મુક્તત્વનો વ્યવહાર થાય છે. જેમ સૂર્યનો પ્રકાશ વસ્તુતઃ આકારવિ-

નાનો છે છતાં જે જે વ્યક્તિને વ્યાપીને રહે છે તે તે વ્યક્તિના સમાન આકારવાળો થયેલો ભાસે છે, જેમ અગ્નિ જાતે આકૃતિવિનાનો છતાં કાષ્ઠાદિ ઉપાધિરૂપ આશ્રયના સામાન આકારવાળો થયેલો પ્રતીત થાય છે તે જ પ્રમાણે આ જીવમાં રહેલું શુદ્ધ બ્રહ્મતત્ત્વ પણ સ્વત: આકાર માત્રથી રહિત છતાં એ અવિદ્યાના અણુના સમાન આકારવાળું થયેલું હોય એમ અજ્ઞાનથી અનુભવાય છે. આ અનુભવનો અનુવાદ કરીને જ શ્રુતિ જીવાત્માને અલ્પપરિમાણવાળો કહે છે. **શ્રીકઠશ્રુતિ** કહે છે કે **अंगुष्ठमात्र: पुरुष:**-પુરુષ અંગુષ્ઠમાત્ર છે ઇત્યાદિ. આમ છતાં મૂળ વસ્તુસ્વરૂપે જીવ સર્વવ્યાપક છે તેથી વસ્તુસ્વરૂપનો ઉપદેશ કરનાર શ્રુતિ એ જીવાત્માને "ભૂમા" કહી વર્ણે છે, છતાં બંને પ્રકારની શ્રુતિમાં વિરોધ નથી.

આ રીતે જોતાં આપણે પદાર્થચતુષ્ટયની ગણત્રી કરી: (૧) શુદ્ધ બ્રહ્મતત્ત્વ (૨) શબલ બ્રહ્મ (૩) અનાત્મરૂપ જગત્, અને (૪) જીવ. અહીં શબલ બ્રહ્મરૂપ સમષ્ટિના સાક્ષી આત્મા તથા જીવરૂપ વ્યષ્ટિના સાક્ષી આત્મા એ બેનો શુદ્ધ બ્રહ્મમાં જ અંતર્ભાવ કર્યો છે કારણ કે એ સાક્ષી આત્મા તથા શુદ્ધ બ્રહ્મતત્ત્વ એમાં લેશ પણ ભેદ નથી એ સ્પષ્ટ જણાય એમ છે. આ ચાર તત્ત્વો પણ વસ્તુત: અભિન્ન છે અર્થાત્ શુદ્ધ બ્રહ્મતત્ત્વ જ આ ચાર રૂપે પ્રતીત થાય છે. કારણ કે જીવરૂપ તત્ત્વમાં શુદ્ધ બ્રહ્મનો અંશ છે તથા અવિદ્યાનો અંશ છે. એ અવિદ્યા તે અવસ્તુરૂપા માયાનો અંશ છે; તેથી જીવમાં શુદ્ધ બ્રહ્મતત્ત્વ તથા અવસ્તુરૂપા માયા એ બે થયા. તે જ પ્રમાણે પરમાત્મામાં શુદ્ધ બ્રહ્મતત્ત્વ તથા વિદ્યાત્મિકા માયા હોવાથી એમાં પણ શુદ્ધ બ્રહ્મતત્ત્વ તથા અવસ્તુરૂપા માયા એ બે અંશ થયા; કારણ કે વિદ્યાત્મિકા માયા પણ અવસ્તુરૂપા માયાનો અંશ જ છે. જે અનાત્મ જગત્ છે તેમાં આપણને પાંચ અંશની પ્રતીતિ સહજ વિચારથી સિદ્ધ થાય છે: (૧) સત્તા (૨) સ્ફુર્તિ (૩) આનંદરૂપતા, (૪) નામ અને (૫) રૂપ. એ પદાર્થો છે એમ પ્રતીતિ થાય છે માટે એમાં સત્તા છે, પ્રતીત થાય છે માટે એમાં સ્ફુર્તિ છે અને કોઇ કોઇ અભિમાનીને પણ પ્રસંગપરત્વે આનંદનું ભાન કરાવે છે તેથી આનંદરૂપતા એ પદાર્થમાં છે. શબ્દવિશેષથી વ્યવહાર થવાની યોગ્યતા છે માટે એમાં નામ છે અને એ વિનાના ધર્મો જેવા કે સ્પર્શ, રૂપ, રસ વગેરે તે સર્વ રૂપમાં અંતર્ભાવ પામે છે માટે એ પદાર્થમાં રૂપ છે. આ રીતે આ પાંચ અંશનો સમૂહ તે એ અનાત્મ પદાર્થ છે. આ પાંચમાં પ્રથમના ત્રણ અંશ તે શુદ્ધ

બ્રહ્મતત્ત્વના ધર્મો છે કારણ કે પૂર્વે આપણે નિશ્ચય કરી ગયા છીએ કે સદ્રૂપતા, ચિદ્રૂપતા અને આનંદરૂપતા એ બ્રહ્મતત્ત્વના સ્વભાવધર્મો છે. તેથી એ હવે નિશ્ચય થાય છે કે એ સર્વ પદાર્થમાં શુદ્ધ બ્રહ્મતત્ત્વની સ્થિતિ છે. બીજા જે બે અંશ—નામ અને રૂપ—તે પ્રકૃતિનાં કાર્યરૂપ છે તેથી પ્રકૃતિથી અભિન્ન છે અને પ્રકૃતિ એ અવસ્તુરૂપા માયાની આવરણ શક્તિના વ્યાપારવિષય થયેલા બ્રહ્મતત્ત્વનું જ નામ છે, અથવા હાલ એટલું કહીએ કે પ્રકૃતિ અવસ્તુરૂપા માયાનું કાર્ય છે તોપણ ચાલે એમ છે. તેથી આ રીતે એ સિદ્ધ થાય છે કે આ ચાર તત્ત્વને બદલે માત્ર બે જ તત્ત્વો છે: (૧) શુદ્ધ બ્રહ્મ અને (૨) પરમાત્મા. કારણ કે તૃતીય તથા ચતુર્થ તત્ત્વોમાં—કાર્યમાં પ્રતીત થતા મિથ્યા આકારાદિ ભેદનો **નેતિ નેતિ** એ શ્રુતિપ્રમાણે નિષેધ કરતા ચાલીએ તો—વસ્તુરૂપે પરમાત્મ તત્ત્વ જ રહે છે. હવે આ બેમાં પણ શુદ્ધ બ્રહ્મતત્ત્વ શેષ રહે છે અર્થાત્ પરમાત્મા પણ શુદ્ધ બ્રહ્મતત્ત્વરૂપ જ છે, કારણ કે જે અવસ્તુરૂપા માયા છે તે એના નામપ્રમાણે કોઇ વસ્તુ નથી પણ વ્યવહારકાલે પ્રતીત થતા વિશ્વને પ્રતીતિની યોગ્યતા સંપાદન કરી આપનાર બ્રહ્મતત્ત્વનો જ સ્વરૂપચમત્કાર છે તેથી પરમાર્થદશામાં તો છે જ નહિ એટલું જ નહિ પણ જે સ્થિતિએ આ વિચાર કરતાં આપણી વૃત્તિ પહોંચી છે તે સ્થિતિસમયે પણ બ્રહ્મતત્ત્વથી પૃથક્રૂપા નથી જ, તેથી પરિણામે એ જ સિદ્ધ થાય છે કે આ સર્વમાંથી કંઇ જ નથી પણ માત્ર શુદ્ધ બ્રહ્મતત્ત્વ જ સર્વત્ર એકરૂપે વ્યાપી રહ્યું છે. આ જ અર્થ શ્રુતિઓ **सर्वं खल्विदं ब्रह्म**—આ સર્વ બ્રહ્મરૂપ છે, **अयमात्मा ब्रह्म**—આ પ્રત્યગાત્મા બ્રહ્મરૂપ છે, **तत्त्वमसि** તું રૂપે વ્યવહારની યોગ્યતાવાળો પ્રત્યગાત્મા વસ્તુતઃ શુદ્ધ બ્રહ્મરૂપ જ છે ઇત્યાદિ પ્રકારે ઉપદેશે છે. આ પ્રકારની સ્થિતિ જેમને પ્રાપ્ત થયી છે તથા જે એ સ્થિતિમાં જ રમણ કરતા આપણને દેખાય છે તેમને આપણું, વિશ્વનું તથા તેમનું કોઇનુ જ ભાન નથી પણ તે અદ્વૈતરૂપતાને પામ્યા છે. એ સ્થિતિનું નામ જ બ્રહ્મસંપત્તિ કહી શાસ્ત્ર વર્ણે છે. આરંભમાં કહ્યા પ્રમાણે એ સ્થિતિને પ્રાપ્ત મહાપુરુષોને વ્યુત્થાન થાય છે ત્યારે પણ કૃતકૃત્યતામાં હાનિ થતી નથી અર્થાત્ એઓ સદા કૃતકૃત્ય છે અને એઓ જ સદા જગદ્વંદ્ય છે. આ સ્થિતિ જ સર્વ સાધકોનું લક્ષ્યસ્થાન હોય છે. જેમને એ સ્થિતિ પ્રાપ્ત થયી છે તેમનાં કર્તવ્ય પ્રાપ્તવ્ય તથા જ્ઞાતવ્ય એ સર્વની સમાપ્તિ થઇ છે કારણ કે શ્રુતિ પોતે જ કહે છે કે આ બ્રહ્મજ્ઞાન એ એક જ એવું જ્ઞાન છે કે જેને

પ્રાપ્ત થવાથી આ સર્વનું જ્ઞાન થઇ જાય છે અને પછી કંઇ પણ જાણવાયોગ્ય રહેતું નથી. પરંતુ જેમને એ સ્થિતિ પ્રાપ્ત થઇ નથી પણ જે એને પ્રાપ્ત કરવાને ઉદ્યમી છે તે જ સાધક કહેવાય છે. એમણે **અર્થાત્** સાધકોએ આ સ્થિતિની ભાવના કરવી એ પણ એક તત્ત્વાભ્યાસરૂપ મોટું સાધન છે; કારણ કે ધ્યાન જ પરિપાક દશાએ જ્ઞાનમાં પર્યવસાન પામે છે. એ તત્ત્વાભ્યાસ દૃઢ સિદ્ધ કરવો એ પણ મોટી સંપત્તિ છે અને તેથી અનાયાસે પ્રાપ્ત થતો નથી પણ પ્રયત્નની અપેક્ષા રાખે છે. એ પ્રયત્નનું વિશેષ સ્વરૂપ સાધકોને બહુધા પોતપોતાને માટે **શ્રીસદ્ગુરુ** પરમાત્માથી જ્ઞાત જ હોય છે અને સામાન્ય સ્વરૂપ તો ત્યાર પૂર્વે પણ સાધારણ રીતે જ્ઞાત હોય છે. છતાં એ સર્વ સાધનો જે સાધનવિના સિદ્ધ થતાં નથી અને જે સાધન યથાર્થ રીત્યા સિદ્ધ થવાથી એ સાધનો બહુ આયાસ વિના સિદ્ધ થાય છે અથવા એ સાધનસિદ્ધિના પ્રયત્નવિના પણ એનાં ફલરૂપ અર્થની પ્રાપ્તિ થાય છે તે મહા સમર્થ સાધનનું વર્ણન કરતાં **શ્રી**મુણ્ડકોપનિષદ્ કહે છે કે

**आत्मज्ञं ह्यर्चयेद् भूतिकामः ॥ ३. १० ॥**

આત્મતત્ત્વનો અપરોક્ષ અનુભવ કરનાર **શ્રીસદ્ગુરુ**નું જ અભ્યુદયની ઇચ્છાવાળાએ યજન કરવું જોઇએ. **इति**

**जे० जे०**



॥ ॐ श्रीं ॥

# विद्या अने मोक्ष.

"Nature itself plainly intimates to us that there is such absolutely perfect Being, incomprehensible to our finite understandings, by certain passions which it hath implanted in us, that otherwise would want an object to display themselves upon; namely, those of devout veneration, adoration and admiration together with a kind of ecstasy and pleasing horror." —Cudworth.

सर्वतः पाणिपादं तत् सर्वतोऽक्षिशिरोमुखम्
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥श्वे. श्व. उ. ३-१५

"To them I may have owed another gift
Of aspect more sublime, that blessed mood
In which the burden of the mystery,
In which the heavy and the weary weight
Of all this unintelligible world
Is lightened; that serene and blessed mood
In which the affections gently lead us on.
Until the breath of this corporeal frame,
And even the motion of our human blood
Almost suspended, we are laid asleep
In body, and become a living soul;—
While with an eye made quiet by the power
Of harmony and the deep power of joy,
We see into the life of things."

Wordsworth.

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥ मु. उ. २-८

પ્રકૃતિ પોતે જ આપણને સ્પષ્ટતાથી સૂચવે છે કે આપણી પરિચ્છિન્ન બુદ્ધિશક્તિવડે ન જણાય એવો એક નિરપેક્ષ પૂર્ણતાવાળો પુરુષ છે, જેના અભાવે આપણામાં તે પ્રકૃતિથી સ્થપાયેલા કેટલાક મનોભાવો, જેવા કે ભક્તિપૂર્વક સંમાન, પૂજ્યત્વ, અને આનંદપ્રદ ભય તથા એક પ્રકારની તન્મયતાયુક્ત બહુમાન, પોતાના વિભવને પ્રકટ કરવામાં આલંબન વિનાના થાય તેમ છે. સારાંશ એવા પૂર્ણ પુરુષ ન હોય તો આપણા અંતઃકરણના તે ઉદાર ભાવોનો સદ્ભાવ ઉપપન્ન થઇ શકે તેમ નથી. **કડવર્થ.**

સર્વ બાજુએ હાથપગવાળા, સર્વતઃ નેત્ર મસ્તક તથા મુખવાળા, સઘળીતરફ કર્ણવાળા તે પુરુષ સર્વનું આચ્છાદન કરી પ્રપંચમાં રહેલા છે. **શ્વેતાશ્વતર ઉપનિષદ્. ૩-૧૬**

વધારે ઉદાર દર્શનનું દાન આપવારૂપ અન્ય ઋણ મારે તેમનું કદાચ હોય; તે દર્શન તે પેલી પ્રશાન્ત ચિત્તસ્થિતિ જેમાં ગહનતાનો ભાર, તથા આ સઘળા ન સમજાય એવા પ્રપંચનો ભારે નિર્વેદમય ભાર ઓછો થાય છે; તે નિસ્તરંગ આનંદમય ચિત્તભૂમિકા જ્યાં સ્નેહતરંગો આપણને શનૈઃ શનૈઃ ખેંચી જાયછે, અને તે એટલે સુધી કે આ સ્થૂલ પંજરની શ્વાસપ્રશ્વાસરૂપ ક્રિયા અને માનુષ રુધિરની ગતિ પણ લગભગ બંધ થઇ જાય છે, અને તેથી શરીરથી તો જાણે આપણે નિદ્રાગ્રસ્ત થઇએ અને સ્વરૂપે ચિન્મય આત્મરૂપે સ્થિત થઇએ છીએ. તથા પ્રશાન્તવાહિતાની શક્તિથી, અને આનંદના ગભીર પ્રભાવથી આપણી દૃષ્ટિ અક્ષુબ્ધ થતાં આપણે પદાર્થ માત્રના રહસ્ય—ચેતના—ને જાણીએ છીએ. **વર્ડ્સવર્થ.**

તે પરાવર પુરુષનો સાક્ષાત્કાર થતાં સાક્ષાત્કાર કરનાર જનની હૃદયગ્રંથિ છૂટી જાય છે, સર્વ સંશયોનો ઉચ્છેદ થાય છે, અને કર્મોનો નાશ થાય છે. **મુણ્ડકઉપનિષદ્ ૨-૮**

॥ ૐ ॥

**સુખના વિભાગ.**

આ સંસારમાં જીવોએ મેળવવાયોગ્ય સુખના બે વિભાગ પડે છે. એક વૈષયિક સુખ અર્થાત્ ઇન્દ્રિયો અથવા મનસાથે પ્રત્યક્ષ અથવા કાલ્પનિક વિષયના સંબંધથી પ્રકટ થતી ચિત્તના અનુકૂલ પરિણામવાળી સ્થિતિ; અને બીજું નિર્વિષય અથવા સ્વરૂપસુખ અર્થાત્ વિષયમાત્રના બાધપૂર્વક પ્રત્યગાત્મસ્વરૂપમાં બુદ્ધિની તન્મયતાથી પ્રકટ થતી નિરતિશય શાન્તિ. આ બંને પ્રકારનાં સુખ મેળવવાના અધિકાર ઉપાય આદિનું વર્ણન સુખાર્થે સદુપદેશ નામના વ્યાખ્યાનમાં પરમકૃપાલુ ઇષ્ટશ્રીએ કરેલું છે, અને ત્યાં જ અધિકારપ્રાપ્ત્યર્થે જે નિર્મલ પ્રયત્ન કરવા તથા ચિત્તપરીક્ષા કરવાનો કટાક્ષ કરવામાં આવ્યો છે તે કટાક્ષની અસરથી જે પ્રાપ્તવિવેક પુરુષો અથવા સ્ત્રિયો, સાવધાનતાથી પોતાના ચિત્તસત્ત્વના અધિકારને વધારી, નિર્વિષયસુખના મુખ્યાધિકારી થવાના સંધિમાં આવ્યાં હોય તેમને તત્ત્વવિચારાદિમાં ઉપયોગી થાય તેવા હેતુથી પ્રસ્તુત વિદ્યાવિષયક વ્યાખ્યાનનો અત્ર આરંભ કર્યો છે.

**બે પ્રકારના સુખની સાધક બે પ્રકારની વિદ્યા.**

જીવોના પ્રાપ્તવ્ય સુખના જેમ આપણે બે વિભાગ કરીએ છીએ તેમ તે પ્રાપ્તવ્યની પ્રાપ્તિ સધાવનાર સાધનરૂપ વિદ્યાના પણ બે વિભાગ પડે છે. એક વૈષયિક સુખ સધાવનાર વિદ્યા, જેને લૌકિક વિદ્યા કહે છે, અને બીજી નિર્વિષય સુખની અભિવ્યક્તિ કરનારી વિદ્યા, જેને અલૌકિક વિદ્યા અથવા બ્રહ્મવિદ્યા કહે છે.

**લૌકિક વિદ્યાના અનંતભેદ અને તેની આવશ્યકતા.**

લૌકિક વિદ્યા અભ્યુદયને પ્રકટ કરનારી હોવાથી અને વિષયોના આનન્ત્યથી અભ્યુદયના પ્રકારનું પણ આનન્ત્ય હોવાથી અનંત પ્રકારની છે; અને જે પ્રકારના અભ્યુદયની ઇચ્છા મનુષ્ય રાખતો હોય તેણે તે પ્રકારના અભ્યુદયને સિદ્ધ કરાવનારી લૌકિક વિદ્યા સંપાદન કરવાનો પ્રયત્ન કરવો ઘટે છે. ધર્મ અર્થ અને કામરૂપ ત્રણ પુરુષાર્થની સિદ્ધિ લૌકિક વિદ્યાથી થઇ શકે છે, એટલું જ નહિ પણ સાત્ત્વિક ધર્મસિદ્ધિ કરાવનાર લૌકિક વિદ્યા પરિણામે અલૌકિક વિદ્યાની ઉત્પત્તિમાં ઉપયોગી થવાથી વિષયી વર્ગમાંથી મુમુક્ષુવર્ગમાં પ્રવેશ પામવાની ઇચ્છાવાળા સજ્જનોએ સેવવી ઘટે છે.

લૌકિક વિદ્યાને અવિદ્યા શબ્દથી વ્યવહરવામાં આવે છે.

મુમુક્ષુએ જે પદની પ્રાપ્તિ કરવાની છે તે પદની પ્રાપ્તિમાં સાક્ષાત્ ઉપયોગી નહિ હોવાથી અર્થાત્ નિઃશ્રેયસરૂપ પરમ પુરુષાર્થની આત્મવ્યક્તિમાં સાક્ષાત્ અનુપયોગી હોવાથી લૌકિક વિદ્યાને સત્શાસ્ત્રમાં અવિદ્યા શબ્દથી વ્યવહરવામાં આવે છે. આ પ્રકારના વ્યવહારથી અભ્યુદયના મુખ્યાધિકારીઓએ તેની અવગણના કરવાની નથી, કેમકે એ શબ્દપ્રયોગનું તાત્પર્ય લૌકિક વિદ્યાની નિન્દામાં નથી પણ અલૌકિક વિદ્યાની સ્તુતિમાં છે. અર્થાત્ વૈષયિક સુખથી વિરક્ત થયેલા મનુષ્યને કોઇ પણ શ્રેયસૂને સધાવનારી નહિ હોવાથી લૌકિક વિદ્યા અવિદ્યા ગણાય છે, અને બ્રહ્મવિદ્યા જ તેને અર્થે વિદ્યા ગણાય છે.

વિદ્યા શબ્દનો અલાકિક અથવા બ્રહ્મવિદ્યાના અર્થમાં પ્રસ્તુત વિષયમાં પ્રયોગ.

પ્રસ્તુત વિષયમાં વિદ્યા શબ્દનો અર્થ અલૌકિક વિદ્યા અથવા બ્રહ્મવિદ્યા એ રૂપે નિયન્ત્રિત કરીએ છીએ, જેથી આપણી આગળ આવતી વિચારશ્રેણીમાં બ્રહ્મવિદ્યાનું જ પ્રતિપાદન થશે. આ અલૌકિકવિદ્યાના મુખ્યાધિકારી કોણ છે, તથા તેમણે કેટલાં સાધન સિદ્ધ કરી પ્રવૃત્ત થવાનું છે તેનું દિગ્દર્શન આપણે **કર્મ અને સંન્યાસ** નામના વિષયમાં ગયે પ્રસંગે કરી ગયા છીએ. જેઓ ઉક્તસાધનસંપત્તિ વિનાના છે તેમણે તે વિષયમાં સૂચવેલી શ્રેણીએ, તથા શ્રેયઃસાધકઅધિકારીવર્ગતરફથી પ્રસિદ્ધ થયેલી ગ્રંથમાલાના શ્રદ્ધાપૂર્વક અભ્યસનવડે સાધનસંપન્ન થવાનું છે, અને તેમાં સહકારી થનાર પ્રાચીનઅર્વાચીન આર્યઅનાર્ય લેખોને બુદ્ધિસૂક્ષ્મતાર્થે અવલોકવાના છે. તેમ છતાં પ્રસ્તુત વિષયના શ્રવણમનનથી પણ તેમને પરમ પ્રાપ્તવ્યની દિશાનું ભાન થવા સંભવ છે, એટલે બ્રહ્મવિદ્યાના ગૌણ અધિકારી હોવા છતાં ભવિષ્યમાં ઉપયોગી થવાના હેતુથી પ્રસ્તુત વિદ્યાવિષયક ચિંતન તેમણે આદર કરવાયોગ્ય છે.

વિદ્યાઅવિદ્યાના રહસ્યને અલ્પાક્ષરવડે પ્રકટ કરનાર

વિદ્યા અવિદ્યાના ભેદ અને તેનાં પ્રતિપાદક વેદવાક્યો.

નીચેનાં શાસ્ત્રીય બે સૂત્રો છેઃ—

**(१) आत्मेत्येवोपासीतात्र ह्येते सर्वं एकं भवन्ति**

**(बृ. आ. १-४-७)**

**(२) अथ योऽन्यां देवतामुपास्तेऽन्योसावन्योऽहमस्मि न स वेद यथा पशुरेवं स देवानाम् ॥ (बृ. आ. १-४-१०)**

આ સૂત્રોથી એ કહ્યું છે કે વાગાદિ ઇન્દ્રિયોથી વેષ્ટિત જે પોતાના સ્વરૂપને જાણે છે અર્થાત્ દર્શનશ્રવણાદિ ક્રિયાઓનો કર્તા અ-

ને તજ્જન્ય સુખદુઃખાદિનો ભોક્તા હું છું આ પ્રકારે જે પોતાના આત્માને જાણે છે તે આત્માના પૂર્ણ સ્વરૂપને જાણતો નથી, પણ પ્રાણાદિ સર્વ કરણગ્રામને સત્તાસ્ફુર્તિ આપનાર અને સર્વ વિશેષોનો પોતામાં ઉપસંહાર અથવા સમાવેશ કરનાર જે વ્યાપક હેતુ છે તેને વ્યાપક રૂપે અર્થાત્ ×આત્મરૂપે જે અનુસંધાન કરે છે તે જ પોતાના સ્વરૂપને પૂર્ણ રૂપે ગ્રહણ કરે છે, કેમકે એ આત્મામાં એટલે નિરુપાધિક સ્વરૂપમાં, જેમ નાનામોટા જલપૂર્ણ પાત્રમાં પડેલાં સૂર્યનાં પ્રતિબિંબો બિંબભૂત સૂર્યમાં વસ્તુતઃ એકીભાવને પામે છે તેમ, પ્રાણાદિ કરણોવડે થતા શ્વસનાદિ સર્વ વિશેષો અભિન્નતાને પ્રાપ્ત થાય છે.

હવે જે પ્રત્યગભિન્ન પરમાત્માથી ભિન્ન અર્થાત્ પોતાના વાસ્તવિક સ્વરૂપથી જૂદા એવા કોઇ દેવનું વૃત્તિવડે અનુસંધાન અથવા ઉપાસના કરે છે અને તે એવી રીતે કે આ ઉપાસ્ય અને હું ઉપાસક બંને ભિન્ન વસ્તુ છીએ તે ખરેખર પોતાના સ્વરૂપને જાણતો નથી અર્થાત્ અવિદ્યાગ્રસ્ત છે, અને જેમ પશુઓને મનુષ્યો વાહનદોહનાદિ વ્યાપારમાં પ્રયોજી સ્વસુખ સાધે છે તેમ તે આત્મવ્યતિરિક્ત દેવનો ઉપાસક દેવાનો પશુ છે.

અવિદ્યાસૂત્રની ઉપલક્ષકતા.

આ અવિદ્યાસૂત્ર સર્વ લૌકિક વિદ્યાનું ઉપલક્ષક છે, એટલે કે પરમાત્મસ્વરૂપથી ભિન્ન જે કોઇ વસ્તુનું અનુસંધાન અને તેની પ્રાપ્તિઅર્થે જે કોઇ ઉદ્યોગ મનુષ્યો સેવે છે તે તેને પશુની પેઠે પરતંત્રતાની શૃંખલામાં રાખે છે. મતલબ કે વિષયોનો અને આત્મવ્યતિરિક્ત દેવોનો ઉપાસક તે વિષયો અને દેવોનો પશુતુલ્ય દાસ છે, માટે જેમણે દાસરૂપ પરતંત્ર અવસ્થાનો ત્યાગ કરી વિદ્યાસૂત્રસૂચિત સર્વાત્મભાવ અને સ્વાતંત્ર્ય મેળવવું હોય તેમણે પોતાના સર્વ આંતરબાહ્ય વ્યાપારને નિયન્ત્રિત કરી **आत्मेत्येवोपासीत** એ ન્યાયે સર્વમાં અવિભક્તપણે પ્રોવાયેલા સ્વસ્વરૂપને વૃત્તિમાં અહર્નિશ ઉપસ્થિત રાખવું ઘટે છે.

વિદ્યાસૂત્રસૂચિત આત્માનુસંધાન કરવાનું વિશેષ પ્રયોજન.

પરમાત્મરૂપ વસ્તુવિના અન્ય વસ્તુનું વૃત્તિવડે અનુસંધાન ન કરવાનો મુમુક્ષુને શાસ્ત્ર એ હેતુથી આદેશ કરે છે કે એ વ્યાપક સૂત્રને જાણ્યાથી કંઇ પણ જ્ઞાતવ્ય શેષ રહેતું નથી, તથા જેમ ખોવાયેલા પશુના પગલાના આધારે પશુનો ધણી પશુને શોધી કા-

× 'આત્મા' શબ્દ આપ્ (=મેળવવું—સર્વ સંબંધમાં આવવું) ધાતુમાંથી નીકળી વસ્તુતઃ વ્યાપક વસ્તુનો જ બોધક છે.

હી પુનઃ પ્રાપ્તિ કરે છે તેમ આત્મરૂપ સૂત્રની પ્રાપ્તિરૂપ લાભથી સર્વ લાભ થાય છે અર્થાત્ ઐક્યજ્ઞાનરૂપા કીર્તિ અને શાશ્વતી શાન્તિરૂપ શ્લોક અર્થાત્ પ્રતિષ્ઠાને તે પ્રાપ્ત કરે છે. *

બ્રહ્મજ્ઞાનથી સર્વ જ્ઞાનનો સંભવ

પ્રપંચના આદિકારણરૂપ બ્રહ્મના જ્ઞાનથી પ્રપંચના સ્વરૂપનું પણ જ્ઞાન થાય છે. અને તેમાં હેતુ એ સમાયેલો છે કે કાર્ય જે કારણકરતાં ન્યૂન દેશવર્ત્તી હોય છે તે કારણના અશેષધર્મોના જ્ઞાનથી સ્પષ્ટતર થતું જાય છે. જે રૂપે પ્રાણીપદાર્થોને આપણે આપણી સામાન્યમતિ (Common sense) ના આધારે ભિન્ન ભિન્ન અનુભવીએ છીએ એ રૂપકરતાં પણ વિસ્તૃત રૂપે અર્થાત્ તેના તે જ પદાર્થ અધિક વિશેષસાથે શાસ્ત્રીય (Scientific) મતિથી જાણવામાં આવે છે. જલના સામાન્ય જ્ઞાનવાળા મનુષ્યને જલનો વરાળ આકાર પરિણામ થઇ તેમાં જે બલ પ્રકટ થાય છે તેનું જ્ઞાન હોતું નથી, પણ શાસ્ત્રીય દૃષ્ટિવાળા શોધક પુરુષો તે વરાળના બલને યથાર્થ જાણી વિવિધ યંત્રોમાં તેનો ઉપયોગ કરી જનમંડલના અધિક સુખના સાધક થાય છે. આપ્રમાણે જલના બરફ વરાળ આદિ અવસ્થાન્તર પરિણામોને તથા હાઇડ્રોજન ઓક્સીજન આદિ તત્ત્વાન્તર પરિણામોને જાણનાર શાસ્ત્રીય પુરુષ જો કે સામાન્ય મનુષ્યની પેઠે જલ જ દેખે છે તોપણ તેના દર્શનથી જે વિશેષો એની વૃત્તિમાં સ્ફુરે છે તે સામાન્ય જનમાં સ્ફુરતા જ નથી. મતિની જેમ સૂક્ષ્મતા અર્થાત્ કારણ ગ્રહણ કરવાની શક્તિ વધારે તેમ અનુભવસીમા પણ વિસ્તૃત થતી ચાલે છે. જલના નિદર્શનથી કારણ જ્ઞાનથી કાર્યોના જ્ઞાનમાં કેટલો વધારો થાય છે તે સહજ સ્પષ્ટ થશે. કાર્યોનો કોઈ અજ્ઞાત ધર્મ આપણા જાણવામાં પ્રથમ આવે છે ત્યારે આપણને આશ્ચર્ય પ્રતીત થાય છે, પણ તેના હેતુનું જ્ઞાન થતાં એ વિસ્મય શમેછે.

સામાન્ય મતિ, શાસ્ત્રીય મતિ, અને તત્ત્વદૃષ્ટિના વિષયો.

હવે જેમ શાસ્ત્રીય મતિ સામાન્ય મતિથી અગ્રણ થતાં પદાર્થોનાંસ્વરૂપમાં અધિક વિશેષોનું ભાન કરાવે છે તેમ તત્ત્વદૃષ્ટિ ( Philosophic Sense ) શાસ્ત્રીય ગ્રાહ્યો (Conceptions–ideas) નો સમન્વય કરી સર્વાનુગત મૂલ કારણમતિ લક્ષણા કરાવે છે. અને આ પારમાર્થિક દૃષ્ટિ અપરોક્ષ રૂપે સિદ્ધ થતાં પ્રપંચ માત્રના રહસ્યનો મનુષ્ય સાક્ષાત્કાર કરે છે. આ પ્રપંચના

* જુઓ નીચેનું વેદવાક્યઃ—तदेतत्पदनीयमस्य सर्वस्य यदयमात्माऽनेन ह्येतत्सर्वं वेद । यथा हवै पदेनानुविन्देदेवं कीर्ति श्लोकं विन्दते य एवं वेद (बृ. आ. उ. १–४–७)

આદિમ કારણને વિષય કરનાર પારમાર્થિક અપરોક્ષ દૃષ્ટિ ક્ર-રોડોમાં કોઇક વિરલ પુણ્યશાલીને જ પ્રાપ્ત હોય છે; કેમકે સામાન્ય મતિની કક્ષાનું અતિક્રમણ કરી શાસ્ત્રીય દૃષ્ટિને જ પ્રાપ્ત કરવામાં અનવધિ પ્રયત્નની જરૂર છે. તે પ્રાપ્ત થયા પછી સદસદ્ વિવેક અ-ને વૈરાગ્યાદિ સાધનયુક્ત ચિત્તની સ્થિતિ થવી દુર્લભ છે. તે સ્થિ-તિ અર્થાત્ દૈવીસંપત્તિથી ચિત્તની અલંકૃત અવસ્થા સિદ્ધ થયા પ-છી પારમાર્થિક પરોક્ષ દૃષ્ટિનો ઉદય કરવામાં શ્રીગુરુ, ઈશ્વર અને શા-સ્ત્રપ્રસાદની આવશ્યકતા છે. એ પ્રસાદ પ્રાપ્ત કરવો ઘણો દુર્લભ છે કેમકે મનવાણી અને શરીરના સર્વાભિમાનનો ત્યાગ કરી આદરપૂ-ર્વક ગુરુશાસ્ત્રપ્રબોધિત વસ્તુનું સમ્યક્ અભ્યસન કરવામાં અતુલ શ્રમ પડે છે. આ પ્રસાદથી ચિત્તના સાત્ત્વિક બલને પ્રાપ્ત કરેલો મ-નુષ્ય શનૈઃશનૈઃ પારમાર્થિક પરોક્ષ દૃષ્ટિને અપરોક્ષ બનાવે છે. આ હેતુથી જ શ્રીભગવાન્ ગીતામાં કહે છે કે

**बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते।**

અર્થાત્ પરોક્ષ દૃષ્ટિમાંથી અપરોક્ષ દૃષ્ટિનો ઉદય થવામાં ઘણા જન્મો વીતે છે. આ નિયમના પણ અપવાદ છે પણ અપવાદમાં પો-તાને માની લેવા કરતાં સામાન્ય નિયમમાં જ આપણે છીએ એમ સમજી પ્રયત્ન આદરવો એ ઉત્તમ સાધકનું લક્ષણ છે. આ દૃષ્ટિનો મહિમા વર્ણવતાં ઇંગ્રેજ કવિ વર્ડ્સવર્થ યોગ્ય જ કહે છે કેઃ—

While with an eye made quiet by the power
Of harmony and the deep power of joy,
We see into the life of things.

આપણાં સત્શાસ્ત્રોની તો એ પ્રતિજ્ઞા જ છે કે મૂલકારણવિ-જ્ઞાનથી સર્વ કાર્યોનું વિજ્ઞાન થાય છે. લૌકિક વિદ્યાથી મત્ત થયેલા શ્વેતકેતુને તેના પિતાએ એટલો જ પ્રશ્ન પૂછ્યો કે એવી વિદ્યા તેં પ્રાપ્ત કરી છે કે જેનાવડે નહિ સાંભળેલું સંભળાય, નહિ વિચારે-લું વિચારમાં આવે, નહિ જાણેલું જણાય. એ વિદ્યાવિના સર્વ વિ-દ્યા વ્યર્થ છે એમ સૂચવી પોતાના પુત્રને અભિમાનથી મુક્ત કર્યો.

**श्वेतकेतो यन्नु सोम्य महामना अनूचानमानी स्तब्धोऽस्युत तमादेशमप्राक्ष्यः, येनाश्रुतं श्रुतं भवत्यमतं मतं, अविज्ञातं विज्ञातमिति ॥ छा. उ. ६**

અપરોક્ષ તત્ત્વદૃષ્ટિ સિદ્ધ થતાં મુક્ત મહાત્માના જ્ઞાનનો અન-વધિ વિસ્તાર થાય છે, અને તે જ્ઞાનની સરખામણીમાં જ્ઞેયમાત્ર આ-કાશમાં ખદ્યોતની પેઠે અત્યંત અલ્પ અથવા નહિવત્ થઇ જાય છે.

આ જ ભાવને ભગવાન્ પતંજલિ નીચેના સૂત્રથી વર્ણવે છે:—

**तदा सर्वावरणमलापेतस्य ज्ञानस्यानन्त्याज्ज्ञेयमल्पम् ।**

**योगसूत्र-४ ३१.**

અપરોક્ષ તત્ત્વદૃષ્ટિના ઉદયમાં હેતુરૂપ વિદ્યાનાં ત્રણ પ્રસ્થાન.

આ અપૂર્વ મહિમાવાળી અપરોક્ષ તત્ત્વદૃષ્ટિને પ્રકટ કરનારી વિદ્યાસૂત્રસૂચિત બ્રહ્મવિદ્યાનાં સર્વ લૌકિક વિદ્યાની પેઠે ત્રણ પ્રસ્થાન છે. પ્રત્યેક વિદ્યાનાં શ્રીરુદ્રની પેઠે ત્રણ નેત્રો હોય છે. એક નેત્રવડે તે પ્રાપ્તવ્યનું ભાન કરાવે છે, બીજાવડે જ્ઞાતવ્યની દિશા દેખાડે છે, અને તૃતીય નેત્રવડે કર્તવ્યને સ્પષ્ટ કરાવે છે. દૃષ્ટાન્ત તરીકે શારીરવિદ્યા અત્યંત બહોળા અર્થમાં લઇએ તો શરીરની ઉત્પત્તિ સ્થિતિ અને લયના હેતુઓનું, વ્યાધિઓનાં સ્વરૂપ અને તેનાં કારણોનું, વ્યાધિનિવૃત્તિના ઉપાયોનું ભાન કરાવી પ્રાપ્તવ્યરૂપે આરોગ્યને સ્થાપે છે, જ્ઞાતવ્યરૂપે ઉપર કહેલા વિષયોને સ્થાપે છે, અને કર્તવ્યરૂપે આરોગ્યનિર્વાહક ઉપાયોના સેવનને સ્થાપે છે. આપ્રમાણે પ્રત્યેક વિદ્યાના ત્રણ અંશો હોય છે તેમ છતાં કોઈ કોઇ અંશનું કોઇ કોઈ વિદ્યામાં પ્રાધાન્ય હોય છે. જેમકે ખગોલશાસ્ત્રની શારીરવિદ્યાકરતાં મનુષ્યના કર્તવ્યઉપર ઓછી અસર હોય છે. નીતિશાસ્ત્ર જ્ઞાતવ્યકરતાં કર્તવ્યઉપર વધારે ભાર મૂકે છે. ગણિતશાસ્ત્ર કર્તવ્યકરતાં જ્ઞાતવ્યપ્રતિ વધારે લક્ષ કરાવે છે. અર્થશાસ્ત્ર પ્રાપ્તવ્યનું પ્રધાનપણે પ્રતિપાદક છે. આમ છતાં કોઇ પણ વિદ્યામાં ત્રણ અંશો ન્યૂનાધિક અંશે નથી હોતા એમ બનતું નથી.

બ્રહ્મવિદ્યાનાં પ્રાપ્તવ્ય, જ્ઞાતવ્ય તથા કર્તવ્યરૂપ ત્રણ નેત્રો.

અશેષ દુઃખનિવૃત્તિપૂર્વક નિરતિશય સ્વરૂપાનન્દની પ્રાપ્તિ તે બ્રહ્મવિદ્યાનું પરમ **પ્રાપ્તવ્ય** છે, તે પ્રાપ્તવ્યની પ્રાપ્તિ પ્રત્યગાત્માના પરબ્રહ્મસાથેના અભેદસાક્ષાત્કાર વિના થતી નથી અર્થાત્ જીવબ્રહ્મનો અભેદ **જ્ઞાતવ્ય** છે, અને એ અભેદ જે સ્વતઃસિદ્ધ છતાં અજ્ઞાનથી આવૃત છે તેને પ્રકટ કરવામાં અજ્ઞાનનિવૃત્તિની આવશ્યકતા છે. તેથી અજ્ઞાનનિવૃત્તિ અને તન્નિમિત્ત શ્રવણાદિ અંતરંગ સાધનનું સેવન એ **કર્તવ્ય** છે. આથી સ્પષ્ટ થશે કે બ્રહ્મવિદ્યામાં કર્તવ્યસિદ્ધિવિના જ્ઞાતવ્યની સિદ્ધિ નથી, અને જ્ઞાતવ્યની સિદ્ધિ અર્થાત્ જ્ઞેય વસ્તુનો સાક્ષાત્કાર થયા વિના નિરતિશય તૃપ્તિરૂપ પ્રાપ્તવ્યની પ્રાપ્તિ નથી. બ્રહ્મવિદ્યાના મંદિરાન્તઃપ્રવેશિકારૂપ સર્વસદ્‌ગુણસંપત્તિ અને દૈવીસંપદ્ છે, અર્થાત્ બ્રહ્મવિદ્યા કેવલ વિચારપ્રધાન ( speculative ) હોવાથી મનુષ્યોના કર્તવ્ય

અથવા નીતિઉપર અસર કરતી નથી એવો જે આક્ષેપ કરવામાં આવે છે તે અવિચારમૂલક છે. પ્રત્યેક વિદ્યાનો દુરુપયોગ કરનાર મનુષ્યો હોય છે. ન્યાયશાસ્ત્રનાં કેટલાક પંડિતો પોતાનું આયુષ્ જલ્પવિતંડામાં ગાળે છે. વૈદ્યવિદ્યાનો નિંદ્ય ઉપયોગ સર્વ કોઇના જાણ્યામાં છે. પણ એટલાથી જ વિદ્યાની અસદ્રૂપતા સિદ્ધ થતી નથી. **शास्त्रार्थान् व्यापिनो विद्यात् प्रयोगान्स्त्वैकदेशिकान्**– એ ન્યાયે શાસ્ત્ર, સવિતૃવત્ સાધન અને ફલનો જગતમાં છે તે પ્રકારનો સંબંધ પ્રતીત કરાવે છે, પણ અશુભ ફલને શુભ માની તેના સાધનપ્રતિ પ્રવૃત્ત થનાર પુરુષને શાસ્ત્ર શું કરે ? તે પુરુષને શારીરમાનસ દુઃખની પરંપરા પ્રાપ્ત થાય છે એ જ સાધનસંપત્તિ વિના અજાગલસ્તનવત્ સેવેલી વિદ્યા શ્રમમાત્રમાં પરિણમે છે એમ સૂચવે છે.

બ્રહ્મવિદ્યાના પ્રામાણ્યસંબંધમાં દોષનો આક્ષેપ.

બ્રહ્મવિદ્યાના પ્રામાણ્યસંબંધમાં કેટલાક સુખૈષણામૂલક પ્રવૃત્તિ ( Hedonism ) ના દોષોનું સ્થાપન કરે છે. સુખને જ લક્ષમાં રાખી પ્રવૃત્તિ સેવવામાં આવે છે ત્યાં પ્રવૃત્તિની સ્વભાવશુદ્ધિઉપર લક્ષ આપવામાં આવતું નથી, અને તેથી સુખશોધક ઘણી વખત નીતિના પ્રેમથી પ્રેરાયેલો હોતો નથી. વળી મનુષ્યમાત્રની પ્રવૃત્તિ સુખને જ ઉદ્દેશી થાય છે એ પણ સર્વાંશે યોગ્ય નથી. ઘણા નીતિનિષ્ઠ પુરુષો અને સ્ત્રિયો પોતાના સદ્‌ગુણરક્ષણાર્થે દુઃખને સ્વીકારે છે, અર્થાત્ તેઓ સદ્‌ગુણને સુખકરતાં વધારે મૂલ્યવાન્ ગણે છે ત્યાં એમ કહેવામાં આવે કે સદ્‌ગુણમાં સુખ છે માટે પરિણામી સુખની આશાથી વર્તમાન દુઃખને તેવાં મનુષ્યો સ્વીકારે છે તો તેવો આશય જીવોના અંતઃકરણમાં પ્રધાનપણે વર્તતો નથી. પરિણામી સુખ કેટલીક વખત સંદિગ્ધ હોય છે તેમ છતાં સદ્‌ગુણી મનુષ્યો દુઃખને તાત્કાલિક સ્વીકારે છે. માટે સુખને જ પરમ પ્રામાણ્યરૂપે સ્થાપનાર બ્રહ્મવિદ્યાઉપર સર્વોત્તમ નીતિની સંસ્થા રચાય તેમ નથી.

આક્ષેપનો ઉત્તર.

અત્ર અલ્પાક્ષરમાં ઉત્તર એટલું જ આપવાનું કે સુખ શબ્દના અર્થભેદના અભાનથી આ ભ્રમ અને આક્ષેપ પ્રકટ થયો છે. ઇંગ્રેજીમાં Pleasure અને Happiness માં જેવો સૂક્ષ્મ અર્થભેદ છે તેવો સુખ શબ્દમાં છે, તેમ છતાં સ્પષ્ટ કરી જણાવવામાં આવતો નથી. ઇંગ્રેજીમાં Pleasure, Happiness, Bliss ઇત્યાદિ શબ્દો એકબીજાના અ-

થૈમાં તપરાય છે ખરા પણ પ્રત્યેકમાં અર્થભેદની છાયા છે. સુખશબ્દ પણ એ અર્થવાળો છે. બાહ્ય વિષયના સંબંધથી પ્રકટ થતી અનુકૂલ પરિણામવાળી ચિત્તની સ્થિતિને પણ સુખ કહેવામાં આવે છે, તેમ વિષયમાત્રના બાધપૂર્વક સ્વરૂપનિષ્ઠતાથી જે નિજાનંદ પ્રકટે છે તેને પણ સુખ કહે છે. બ્રહ્મવિદ્યાનું પ્રાપ્તવ્ય પ્રથમનું સુખ અર્થાત્ સોપાધિક-વૈષયિક—સુખ નથી કેમકે તેની અસ્પૃહારૂપ વિરાગને તો સાધન-સામગ્રીમાં ગણ્યો છે. તે સુખ અનિત્ય, સાતિશય, અને અશુચિ છે અને નિજાનંદ નિત્ય, નિરતિશય, અને શુચિ છે એ પ્રમાણે વારંવાર આપણાં શાસ્ત્રમાં બંનેને વિવિક્ત કરવામાં આવ્યાં છે. સુખના સાત્ત્વિક રાજસ અને તામસ ભેદનું પ્રતિપાદન ગીતામાં કરવામાં આવ્યું છે. આ સર્વ ગુણજન્ય સુખકરતાં ગુણાતીત આનંદ વિલક્ષણ છે. અને તે આનંદમહોદધિની સર્વ વૈષયિક સુખ એક માત્રારૂપ છે. આ બ્રહ્માનંદને વૈષયિક સુખસાથે સરખાવી શકાય તેમ નથી, એટલું જ નહિ પણ એના સ્વરૂપને સામાન્ય જનો લક્ષણામાં લાવી શકે તેમ નથી. એ સ્થિતિ કેટલી દુષ્પ્રાપ છે તે પ્રયત્ન કરનારને સમજાય છે, અને તેની લક્ષણા કરાવવામાં કોઈ સ્થિતપ્રજ્ઞ મહાત્માનો સહવાસ સારી સાહાય્ય આપે છે. પૂર્વે જે સુખૈષણામૂલકપ્રવૃત્તિના દોષો આપ્યા તે માત્ર વૈષયિક સુખનિમિત્ત પ્રયત્ન કરનારને લાગુ પડે તેમ છે, કેમકે વિષયમાત્રમાં અસ્પૃહાને સેવનાર તો અનીતિમાં પ્રવૃત્ત જ શી રીતે થાય ? અન્ય જે સદ્ગુણરક્ષણાર્થે મનુષ્યની વર્તમાન દુઃખસ્વીકારરૂપ પ્રવૃત્તિનું ઉદાહરણ આપ્યું તે તો અમારે ઇષ્ટ જ છે, કેમકે અમારા જ સિદ્ધાન્તનું તે સમર્થન કરે છે. સદ્ગુણવિષયક સ્વભાવ-પ્રેમ એમ જ સૂચવે છે કે જીવોને વૈષયિક સુખકરતાં વસ્તુગત પ્રેમ-આનંદ—જે સ્વરૂપાનંદની પાસેની ભૂમિકાઉપર છે તે પ્રસંગે વધારે આકર્ષે છે. તેઓ જે દુઃખ સ્વીકાર કરે છે તેમાં અતૃપ્તિ હોતી નથી અર્થાત્ આપણને કદાચ દુઃખ ભોગવતા પ્રતીત થાય પણ આંતર તૃપ્તિને તેઓ વસ્તુતઃ અનુભવે છે. આપણે દુઃખસામગ્રીના સંબંધને દુઃખસાક્ષાત્કાર માનવામાં મોટી ભૂલ કરીએ છીએ. એવી પણ જગતમાં સ્થિતિ છે કે જેમાં પ્રતિકૂલ સામગ્રીથી વેષ્ટિત થયા છતાં મનુષ્ય દુઃખસાક્ષાત્કાર કરતો નથી, અને તેવું ચિત્તનું બલ ઘણા પ્રયત્નથી પ્રાપ્ત થાય છે.

**પ્રાપ્તવ્યસંબંધી નિગમન.** આ સર્વનું તાત્પર્ય એ આવ્યું કે બ્રહ્મવિદ્યાનું પરમ પ્રાપ્તવ્ય નિરતિશય સ્વરૂપાનંદ છે, અને સાતિશય વિષયાનંદ નથી. એ આનંદ સ્વતઃ સિદ્ધ છે, કેમકે

તે આપણા સ્વરૂપથી અભિન્ન છે. જો આપણું સ્વરૂપ નવું ઉપજાવવાનું સંભવે તો એ આનંદ નવો ઉત્પન્ન થવો સંભવે, પણ આપણું નિર્મલ આત્મસ્વરૂપ પ્રથમથી જ સિદ્ધ છે તો તે આત્માનો સ્વરૂપભૂત આનંદ પણ પ્રથમથી જ સિદ્ધ હોવો ઘટે છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે બ્રહ્મવિદ્યાના પ્રાપ્તવ્ય તથા જ્ઞાતવ્યમાં વાસ્તવિક ભેદ નથી, માત્ર દૃષ્ટિબિંદુના ભેદથી ભેદ પ્રતીત થાય છે. પ્રત્યગભિન્ન પરમાત્મા સત્તારૂપે જ્ઞેય છે, અને આનંદરૂપે પ્રાપ્તવ્ય છે.

બ્રહ્મવિદ્યાના જ્ઞાતવ્યસંબંધી વિચાર.

બ્રહ્મવિદ્યાનું પરમ જ્ઞાતવ્ય ઉપર વર્ણવ્યા પ્રમાણે પ્રત્યગાત્માથી અભિન્ન રૂપે સ્થિત થયેલા પરમાત્મા અથવા બ્રહ્મ છે. પરંતુ આ જ્ઞેય—આ—એમ વિષયરૂપે જ્ઞાનગોચર થતું નથી, કેમકે વિજ્ઞાતાનો તે વિજ્ઞેયસાથે અત્યંત અભેદ છે. પણ પરમાત્મવ્યતિરિક્ત પ્રપંચના અને તેના કારણરૂપ માયાના સઘળા ભાવરૂપ સ્વરૂપનો બાધ કરતાં જે શેષ વસ્તુ રહે છે, અને જેની સત્તાના અભાવે તે પ્રપંચ પોતાના કારણસહિત શૂન્ય કોટિમાં પડે છે, તે વસ્તુ તે બ્રહ્મ છે. અલ્પમાં આપણી હાલની પ્રાપ્ત ઇન્દ્રિયો તથા મનવડે જે જે વસ્તુઓને આપણે જાણી શકીએ છીએ તેના કરતાં વિલક્ષણ સ્વભાવવાળો કોઇ ભાવરૂપ સ્વતઃસિદ્ધ પદાર્થ છે, અને જે શોધકના આત્મભૂત છે અને તેથી વસ્તુતઃ ભિન્નપણે અવલોકી શકાય તેમ નથી, તથા સર્વ ભિન્ન ભિન્નપણે પ્રતીત થતા પદાર્થોમાં મણિમાલામાં સૂત્રની પેઠે અવિભક્તપણે પ્રોવાયેલો છે, અને જે તે તે પદાર્થોને સત્તાસ્ફૂર્તિનો આપનાર છે તે પદાર્થ તે વેદાન્તપ્રતિપાદ્ય પરમાત્મા અથવા બ્રહ્મ છે. આ પ્રમાણે નેતિ નેતિ એ પ્રકારની અપલાપપૂર્વિકા તત્ત્વદૃષ્ટિવડે જેનું ભાન અર્થાત્ પ્રત્યગભિન્નરૂપે સ્થિતિ થાય છે તે પરમાત્માના અભ્રવત્ આચ્છાદક માયાપટ અને તેના ઉપર આલેખાયેલા આ વિચિત્ર વિશ્વપ્રપંચને પણ સારી રીતે જાણવાની જરૂર છે. કેમકે જેનો અપલાપ અર્થાત્ બાધ કરવાનો છે તેનો સર્વાંશે વિવેક જ્યાં સુધી થયો હોય નહિ ત્યાં સુધી અબાધિત વસ્તુનો સાક્ષાત્કાર થવો સંભવતો નથી. વધારે સરલતાથી કહીએ તો કોઇ ઢાંકેલા પદાર્થનું ઢાંકણ કેવું અને કેટલા વિસ્તારવાળું છે તે જાણ્યાવિના તે ઢાંકણ દૂર કરવામાં શા ઉપાયો યોજવાના છે તેનું ભાન થતું નથી, એટલું જ નહિ પણ એક બાજુથી ઉપાડવા કદાચ પ્રયત્ન કરવામાં આવે તો બીજી બાજુએ ઢાંકણ સજડ દેવાતું જાય છે જેથી ઢાંકેલા પદાર્થની ઝાંખી થઇ ન થઇ એટલામાં તો ઉઘડેલો ભાગ

અંશ ભાગના બલથી ઢંકાતો જાય છે, અને ઢાંકેલો પદાર્થ અંધારામાં જ રહે છે. માટે સર્વાવરણને, આવૃત પદાર્થને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ રૂડી રીતે જાણવું જોઇએ. આથી શાસ્ત્રમાં અવાન્તર જ્ઞેયરૂપ પ્રપંચ અને તેના કારણરૂપ માયાને સ્થાપવામાં આવે છે. પરમજ્ઞેય જ્યારે **तत्त्वमसि** આદિ મહાવાક્યનો વિષય છે, ત્યારે પ્રપંચ અને તેના કારણભૂત માયા **एतस्मादात्मन: आकाश: संभूत:** ઇત્યાદિ સૃષ્ટિ આદિનાં પ્રતિપાદક અવાન્તર વાક્યોનો વિષય છે. અત્ર એટલું લક્ષમાં રાખવાનું છે બ્રહ્મવિદ્યામાં અવાન્તર જ્ઞેયરૂપ પ્રપંચ અને તેના કારણભૂત માયાને બહોળા રૂપમાં જાણવાનાં છે, કેમકે તેનાં અનવધિ કાર્યોનાં ભિન્નભિન્ન સ્વરૂપને જાણવાં એ વેદાન્તશાસ્ત્રનો વિષય નથી, પણ ખગોલાદિ ભિન્નભિન્ન શાસ્ત્રોનો વિષય છે. આપણે ઉપર વિચાર કરી ચૂક્યા છીએ કે અવાન્તર શાસ્ત્રોના પ્રમેયોનો સમન્વય કરી પરમ પ્રમેયને શોધી કાઢવું એ તત્ત્વદૃષ્ટિનું ફલ છે. તે તે અવાન્તર પ્રમેયોના સ્વરૂપને સ્પષ્ટ કરવું એ શાસ્ત્રીય દૃષ્ટિનું પ્રયોજન છે. આથી કરીને બ્રહ્મવિદ્યાના અભ્યાસકે પરમ પ્રમેયપ્રતિ આકર્ષનાર સર્વ અવાન્તર શાસ્ત્રોના મુખ્ય સિદ્ધાન્તોને જાણવાની જરૂર છે. પ્રમેયોના પરસ્પર સંબંધજ્ઞાનવિના સમન્વય સિદ્ધ થતો નથી, અને સમન્વયવિના તત્ત્વદૃષ્ટિ પ્રકટ થતી નથી. ઉદાહરણથી આ વસ્તુનું સ્પષ્ટીકરણ કરીએ તો જેમ દુષ્કાલસંબંધી સરકારની અન્તિમ નીતિ પ્રત્યેક ઇલાકા અને પ્રાંતના અનુભવી અધિકારીઓથી જણાવવામાં આવેલી હકીકતઉપર રચાઇ સર્વસામાન્ય નિયમરૂપે બહાર પડે છે, અને જેમ તે હકીકતની શુદ્ધિ વધારે તેમ તે નીતિનું બંધારણ મજબૂત; અને રાજાપ્રજા બંનેનુ હિત પણ અધિક જળવાય છે તેમ અવાન્તર શાસ્ત્રોના પ્રપંચ અને તેના કારણસંબંધી છેવટના નિર્ણયોનું જ્ઞાન જેમ વધારે તેમ તેનો સમન્વય કરી પરમપ્રમેય અર્થાત્ અભેદ સૂત્રને શોધી કાઢવાની સુગમતા વધારે, અને એ જ્ઞાનમાં જેટલી કચાશ તેટલી સમન્વયમાં કચાશ, અને તેથી અભેદ સૂત્રનો સમ્યક્ સાક્ષાત્કાર પણ નહિ જ. આથી સ્પષ્ટ થશે કે હાલના વેદાન્તી કહેવડાવનારાઓ પ્રપંચ, ઉપાધિ, માયા, જીવ, ઈશ્વર. બ્રહ્મ, અનિર્વચનીય, ઇત્યાદિ શબ્દોને કાટલાંની પેઠે વાપરનારા, તે તે પદાર્થોના સ્વરૂપને યુક્તિથી, નિર્મલ અભ્યાસની ખાસીથી, આકલન કરતા નથી, અને જ્યાં ત્યાં ભીચારી સોંઘી સફરી બ્રહ્મવિદ્યાને એ કાટલાંવડે વેચે છે, ઉદરનિર્વાહ કરે છે, અને સ્વરૂપજ્ઞાન અને તજ્જન્ય તૃપ્તિથી અત્યંત વિમુખ રહે છે. માટે સર્વ વિવેકી સાધકે બ્રહ્મવિદ્યામાં ઉપયોગી શાસ્ત્ર-

ન્તર શાસ્ત્રોના સિદ્ધાન્તોને કોઇ તત્ત્વજ્ઞપાસે સમજી લેવા ઘટે છે. વિષયાન્તર થવાના ભયથી તે તે અવાન્તર સિદ્ધાન્તોને ચર્ચવા અત્ર અનુપયોગી ગણ્યા છે.

અવાન્તર પ્રમેય અને તેના વેદાન્તશાસ્ત્ર તથા અન્ય શાસ્ત્રોમાં જણાવેલા વિભાગ.

પ્રાચીન અર્વાચીન શાસ્ત્રીય મતિથી પ્રપંચનો અમુક પદાર્થોમાં અંતર્ભાવ કરવામાં આવે છે, અને તે એવા હેતુથી જ કે દશ્યકોટિમાં પડનાર વિશ્વનો બુદ્ધિમાં અમુક આકાર રચાય અર્થાત્ વૃત્તિવ્યાપ્તિ થાય, અને એ વ્યાપ્તિથી સર્વ જગત્નું વિશેષરૂપે નહિ તો પણ સામાન્યરૂપે જ્ઞાન થાય અર્થાત્ ફલવ્યાપ્તિ થાય. આપણી આર્યભૂમિમાં થયેલા શોધકોની વિચારશ્રેણીથી પ્રપંચનો અમુક સંખ્યાવાળા પદાર્થોમાં વિભાગ કરવામાં આવે છે તે સર્વનો સરલતાથી બુદ્ધિમાં આરોહ થવા વેદાન્તશાસ્ત્ર બે પદાર્થોમાં અંતર્ભાવ કરે છેઃ (૧) આત્મા, અને (૨) અનાત્મા. અનાત્મરૂપ પદાર્થને નામ, રૂપ, અને કર્મ એમ ત્રણ રીતે અથવા નામ અને રૂપ એમ બે વ્યૂહમાં વિભક્ત કરવામાં આવે છે. આ બે જ વ્યૂહને પ્રપંચના વિશેષ વિજ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા શૈવદર્શનાનુયાયી કાર્ય, કારણ, યોગ, વિધિ, અને દુઃખ એમ પંચ વર્ગ કરે છે, વૈશેષિકો દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય એમ છ વર્ગ કરે છે, જૈનમતાનુયાયિઓ જીવ, અજીવ, આસ્રવ, સંવર, નિર્જર, બંધ, અને મોક્ષ એમ સાત વિભાગ કરે છે, પ્રાભાકરો દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, પારતન્ત્ર્ય, શક્તિ, અને નિયોગ એમ અષ્ટ ભેદ કરે છે, નૈયાયિકો પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાન્ત, સિદ્ધાન્ત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતણ્ડા, હેત્વાભાસ, છલ, જાતિ, નિગ્રહસ્થાન એમ ષોડશ વિભાગ કરેછે, સાંખ્યો પંચ જ્ઞાનેન્દ્રિય, પંચકર્મેન્દ્રિય, પંચપ્રાણ, પંચભૂત, મન, અહંકાર, મહદ્, અવ્યક્ત અથવા મૂલ પ્રકૃતિ, અને પુરુષ એમ પચીસ તત્ત્વરૂપે વિભક્ત કરે છે.* અર્વાચીન પદાર્થવિજ્ઞાનાદિ શાસ્ત્રોમાં એ બે વ્યૂહને જ સડસેઠ મૂલતત્ત્વરૂપે વર્ણવે છે, અને આત્મઅનાત્મરૂપ મૂલ વ્યૂહની જ લક્ષણા કરાવવા હર્બર્ટ સ્પેન્સર અજ્ઞેય પ્રપંચ, અને જ્ઞેય પ્રપંચ (The unknowable and the knowable) એ નામથી નિર્દેશ કરે છે. પાશ્ચિમાત્ય તત્ત્વશોધકો જ્ઞેય કોટિમાં અનાત્મ પ્રપંચને જ નાંખે છે, અને એ પ્રપંચના અધિષ્ઠાનભૂત વસ્તુ

---

* આ પદાર્થવિભાગનું વિશેષ સ્વરૂપ જાણવાની ઇચ્છા હોય તેણે શ્રીસિદ્ધાન્તસિંધુનું દ્વિતીય રત્ન શ્રીમહાકાલમાં જોવું.

જેને આપણે આત્મા, બ્રહ્મ, પરમાત્મા ઇત્યાદિ શબ્દથી ઓળખીએ છીએ તેને અજ્ઞેય કોટિમાં નાંખે છે. અજ્ઞેય કોટિમાં એવા હેતુથી જ કે આપણી વર્તમાન જ્ઞાન મેળવવાની જે પ્રાપ્ત સામગ્રી છે તે સામગ્રીવડે તે પદાર્થ જ્ઞેયરૂપ કદાપિ થવો સંભવતો નથી. તેના અસ્તિત્વસંબંધમાં તો શંકા જ નથી, માત્ર તેના વિશેષ પ્રકારસંબંધમાં જ અજ્ઞાન હોવાથી તેને અજ્ઞેય કહેવામાં આવે છે.

આત્મઅનાત્મ પદાર્થનો પરસ્પર સંબંધ.

અનાત્મરૂપ પ્રપંચને જીવન આપનાર અર્થાત્ સત્તાસ્ફૂર્તિ આપનાર અધિષ્ઠાનરૂપ આત્મપદાર્થ અનાત્મથી ભિન્ન જ હોવો ઘટે છે, છતાં તદભિન્ન પ્રતીત થાય છે; અને અનાત્મ પદાર્થ, જેવા કે દેહ, ઇન્દ્રિય, મન આદિ, આત્મરૂપ વિજ્ઞાનઘન પદાર્થની પ્રતિબિંબકલાના સંબંધથી ખરા આત્મારૂપે પ્રતીત થાય છે આ પ્રમાણે સર્વ અનાત્મરૂપ પ્રપંચને સત્તાસ્ફૂર્તિ આપનાર સચ્ચિદાનંદમય આત્મરૂપ પદાર્થ તે તે દેહાદિ ઉપાધિવાળો ગણાઇ એક છતાં લોકમાં અનેક રૂપે મનાય છે. અને તેથી અનાત્મરૂપ પ્રપંચની વૃદ્ધિહાનિથી તદભિન્ન મનાયેલા આત્મરૂપ પદાર્થમાં વૃદ્ધિહાનિનો સદ્ભાવ માની આત્મઅનાત્મના ગ્રંથિરૂપ અભિમાની સુખદુ:ખાદિ અનુભવે છે, અને જ્યાં સુધી આ બે પદાર્થોનો સમ્યક્ વિવેક કરી અભિમાની કેવલ આત્મરૂપે સ્થિત થતો નથી ત્યાંસુધી એ મૂલ ગ્રંથિ આંતરબાહ્ય ઉપાધિના વિસ્તારથી સુશ્લિષ્ટ થતાં એક ભોગાયતનમાંથી બીજા ભોગાયતનમાં, બીજામાંથી ત્રીજામાં એમ સંસરણ પામે છે.

તાદાત્મ્ય અધ્યાસ છતાં આત્મવસ્તુનું સત્યત્વ અને અનાત્માનું મિથ્યાત્વ.

આત્મઅનાત્મનો આ પરસ્પર અધ્યાસ અર્થાત્ આત્મરૂપ વસ્તુને અનાત્મરૂપ, અને અનાત્મને આત્મરૂપ માનવારૂપ અભિનિવેશ સઘળા શાસ્ત્રીય, અને લૌકિક વ્યવહારનું બીજ છે. હવે વ્યવહારમાં જ્યારે કેવલ આત્મરૂપ પદાર્થ અનુભવગોચર થતો નથી, તેમ કેવલ અનાત્મરૂપ પદાર્થ ચેતનના સંબંધવિના અનુભવમર્યાદામાં આવતો નથી ત્યારે આ પ્રકારના તાદાત્મ્ય અધ્યાસમાં સત્ય પદાર્થ કયો, અને અસત્ય કયો એનો નિર્ણય કરવો આવશ્યક છે. કેમકે તેમ કર્યા વિના કયો પદાર્થ જિજ્ઞાસુના સ્વરૂપભૂત છે, અને કયો આગન્તુક છે તે ગ્રહણ થવું સંભવતું નથી. આ સંબંધમાં અધિક વિવેક કરતાં જણાય છે કે આત્માનો અનાત્મસાથે જે તાદાત્મ્ય અધ્યાસ છે તેમાં સંસૃષ્ટરૂપે અધ્યાસની સ્થિતિ છે, અર્થાત્ અવિવેકી લૌકિકો પોતાના સ્વરૂપને દેહાદિ સંબંધવાળું

માને છે,. અને કેવલ રૂપે અનુભવતા નથી; અનાત્માનો આત્મરૂપ પદાર્થસાથેનો સ્વરૂપે કરીને અધ્યાસ છે એટલે કે અનાત્મરૂપ પદાર્થ પોતાના સદ્ભાવમાં એક સત્તારૂપ પદાર્થની અપેક્ષા રાખે છે. આ પ્રમાણે આત્મરૂપ પદાર્થ સંસૃષ્ટ રૂપે અધ્યસ્ત થયેલો હોવાથી કેવલ રૂપે હોવો સંભવે છે, અને તેથી તે સત્ય ગણવો ઘટે છે, અને અનાત્મરૂપ પદાર્થ સ્વરૂપે કરીને અધ્યસ્ત થયેલો હોવાથી નિરપેક્ષ હોવો ઘટતો નથી, અને તેથી અસત્ય અથવા અનૃત ગણવો ઘટે છે.

આત્મસ્વરૂપવર્ણન.

આ પ્રમાણે પરસ્પર અધ્યસ્ત આત્મઅનાત્મ પદાર્થોમાં વસ્તુરૂપ આત્મ પદાર્થ અવસ્તુરૂપ અનાત્મ પદાર્થમાં મણિમાલામાં સૂત્રવત્ પ્રોવાયેલો અનુભવાય છે. અર્થાત્ જે જે પદાર્થ આપણી જ્ઞાનમર્યાદામાં આવે છે તે તે પદાર્થની સત્તા સર્વત્ર એક સરખી જણાય છે, જેમકે આ અશ્વ છે, આ વૃક્ષ છે ઇત્યાદિ આપણા જ્ઞાનનાં પ્રકાશક વાક્યોમાં 'છે' શબ્દબોધિત સત્તામાં કોઇ પણ પ્રકારનો ભેદ નથી, માત્ર જે પદાર્થવિષયક સત્તા કહેવામાં આવે છે તે પદાર્થ અશ્વ, વૃક્ષ ઇત્યાદિ ભિન્ન બુદ્ધિના વિષય થાય છે. આ પ્રમાણે ભૂત, ભવિષ્ય અને વર્તમાન પ્રપંચના સત્તાપ્રદ અધિષ્ઠાનરૂપ આત્મપદાર્થ એક જ પ્રકારનો કાયમ રહે છે એવું વિવેકીને સમજાય છે. હવે જેમ આત્મરૂપ પદાર્થ નિરપેક્ષ સત્તાવાળો છે તેમ તે નિરપેક્ષ સ્ફૂર્તિવાળો છે અર્થાત્ સ્વયંપ્રભ છે અને તેથી તે ચિદ્રૂપ – ચેતનમય—ગણાય છે. કેટલાક મનુષ્યોમાં આત્મા ચેતનરૂપ છે એ વાક્યથી એમ સમજણ પ્રકટે છે કે જેમ આપણે હાલીએ ચાલીએ છીએ તેમ કોઇ ઉપાધિસાથે ક્રિયા કરવાની શક્તિવાળો તે હશે. વસ્તુતઃ આ સમજણ ચેતન શબ્દના ગંભીર અર્થના અજ્ઞાનથી પ્રકટેલી છે. ચેતન શબ્દ સ્ફૂર્તિ, અને તે પણ અખંડિત સ્ફૂર્તિનો વાચક છે, જેથી આત્મા ચિન્મય છે એ વાક્યનું તાત્પર્ય એ છે કે આત્મા અખંડ પ્રતીતિરૂપ છે. અખંડિત સ્ફૂર્તિને ચેતન, જ્ઞાન, સંવિત્ ઇત્યાદિ શબ્દથી ઓળખવામાં આવે છે. આત્મરૂપ પદાર્થની સ્ફૂર્તિ જ્યારે અખંડિત છે, અને તેની સત્તા સર્વત્ર છે ત્યારે તે વિજ્ઞાનઘન જ હોવો ઘટે છે, અને તેમ હોવાથી સ્વગત, સજાતીય, અને વિજાતીય ભેદરહિત તે હોવો ઘટે છે. એક વૃક્ષનાં પત્ર પુષ્પ શાખા આદિમાં સ્વગત ભેદ છે, તેમ એક વૃક્ષનો બીજા વૃક્ષસાથે સજાતીય ભેદ છે, અને વૃક્ષનો પાષાણાદિ સાથે વિજાતીય ભેદ છે. આ ત્રણ પ્રકારના ભેદ ઉપર વર્ણવેલા સ્વરૂપસાથે સંભવતા નથી. જો આત્મા વિજ્ઞાનઘન હોય તો તેમાં દૂધની પેઠે સ્વગત ભેદ સં-

બને નહિ અર્થાત્ અન્યવના અભાવે આત્મામાં સ્વરૂપભેદ બને નહિ. આત્મા જ્યારે કેવલ સદ્રૂપ, અને ચિદ્રૂપ હોય તો તેના જેવો અન્ય પદાર્થ માનવાની આવશ્યકતા રહેતી નથી, એટલે બીજા આત્માના અભાવે મૂલ આત્મરૂપ પદાર્થ સજાતીય ભેદવિનાનો ઠરે છે. વિજાતીય ભેદ ક્યારે સંભવે કે જ્યારે ભિન્ન જાતિવાળો પદાર્થ વિદ્યમાન અર્થાત્ વસ્તુભૂત હોય ત્યારે. ઝાંઝવાના જળને આપણે વૃક્ષના વિજાતીય રૂપે ગણતા નથી. તેવી જ રીતે પરપ્રકાશ અનાત્મરૂપ પ્રપંચ આત્માના વિજાતીય રૂપે ગણાય નહિ. વસ્તુરૂપ આત્મપદાર્થ આ પ્રમાણે સત્તારૂપ, વિજ્ઞાનઘન, સર્વવ્યાપક, સ્વગતાદિ સર્વ ભેદશૂન્ય, અને તેથી અદ્વિતીય, પૂર્ણ ભૂમારૂપ છે એમ તર્કથી ઠરે છે. આ તર્કને સમર્થન કરનાર શબ્દપ્રમાણ પુષ્કલ છે, પણ તર્કદૃષ્ટિને કેવલ શબ્દપ્રમાણ વસ્તુનિર્ણય કરાવવા સમર્થ નથી એમ ધારી તે પ્રમાણોનું અત્ર અવતરણ કર્યું નથી. તર્કાનુસારી પ્રમાણ મેળવવા જેને ઇચ્છા હોય તેને બ્રહ્મસૂત્ર અવલોકવાની વિજ્ઞપ્તિ છે.

અનાત્મસ્વરૂપવર્ણન. અનાત્મરૂપ પદાર્થ અત્યંત વિલક્ષણ સ્વભાવવાળો છે, અર્થાત્ અસત્ એટલે સ્વસત્તાવિનાનો, જડ એટલે સ્વસ્ફૂર્તિ વિનાનો, મર્યાદાવાળો, ત્રણે પ્રકારના ભેદવાળો, અનેક રૂપમાં વિભક્ત થયેલો, અપૂર્ણ અને તુચ્છ છે. આ પદાર્થનો અત્યન્તાભાવ બુદ્ધિમાં ચઢી શકે તેમ નથી. અત્યંત અભૂત પદાર્થ પ્રતીતિનો વિષય થતો નથી; તેમ તેનું અબાધિત સત્ત્વ સંભવતું નથી કેમકે ક્ષણે ક્ષણે એ પ્રપંચ બદલાતો જાય છે; તેમ અબાધિતસત્ત્વ અને અત્યન્તાભાવવાળો એ સંભવે નહિ, કારણ કે બંને વિરોધી ધર્મો એકે કાલે એક પદાર્થમાં હોય નહિ, અને ભિન્ન કાલે હોઇ શકે એવા આ ધર્મો નથી. અર્થાત્ એક વેળા અત્યન્તાભાવવાળો અને બીજે સમયે અબાધિત સત્ત્વવાળો એમ કહેવું તે અત્યન્તાભાવ અને અબાધિત સત્ત્વ એ બંનેના અર્થનો લોપ કરવા જેવું છે. આ પ્રમાણે કેવલ સત્ નથી, કેવલ અસત્ નથી, તેમ સદસત્ નથી છતાં અનુભવગોચર થાય છે એવો આ અનાત્મસમૂહ અનિર્વચનીય સત્તાવાળો, આત્મરૂપ પદાર્થથી ભિન્નપણે અવલોકી શકાય નહિ એવો, અને આત્મરૂપ વસ્તુનો સાક્ષાત્કાર થતાં બાધ પામે એવો કોઇ વિલક્ષણ પદાર્થ ભેદદૃષ્ટિના સદ્‌ભાવપર્યન્ત કબૂલ રાખવો પડે એમ છે. આ અનાત્મવ્યૂહ જેના નામ અને રૂપ એમ બે વિભાગ આપણે ઉપર કહ્યા છે તેના બીજરૂપ અજ્ઞાન, માયા, ઇત્યાદિ શબ્દથી વ્યવહરાતો અનાત્મ કોટિમાં પડનારો અવસ્તુરૂપ એક પદાર્થ

છે જેનાં સવિતૃકિરણવત્ આ પ્રપંચ અનવધિ પરિણામો છે. આ આત્મરૂપ પ્રપંચના બીજરૂપ અજ્ઞાન—માયા—શબ્દવાચ્ય વ્યાવહારિક સત્તાવાળી વસ્તુ અને પરમાર્થદૃષ્ટિથી અવસ્તુ, આત્મરૂપ સત્ય વસ્તુસાથે જાણે એક રૂપ થઇ ગયેલી હોય એમ જણાય છે. સર્વે વૈચિત્ર્યના આધારરૂપ આ માયાબીજથી વસ્તુતઃ નિર્લિપ્ત છતાં લિપ્તવત્ અર્થાત્ સંબંધવાળો પ્રતીત થનાર આત્મરૂપ પદાર્થ વિચિત્ર અને ભેદવાળો પ્રતીત થાય છે. અદ્વિતીય પૂર્ણ આત્મરૂપ પદાર્થ શા કારણથી અથવા શા પ્રયોજનથી અજ્ઞાનરૂપ બીજનો સંબંધ કરી વિચિત્ર જગતરૂપે પ્રતીત થાય છે એ પ્રશ્નનું ઉત્તર દ્વૈતભાષામાં એટલું જ કે:— **देवस्यैष स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा.** ચિન્મય અર્થાત્ સ્વયંપ્રભ આત્માનો એ શક્તિસંબંધજન્ય સ્વભાવ જ છે કે વિચિત્ર વિશ્વરૂપે પ્રતીત થવું, બાકી કોઇ સ્પૃહાથી આ પ્રપંચનો આરંભ સંભવતો નથી કેમકે આપ્તકામ આત્માને સ્પૃહા માનવી એ વદતોવ્યાઘાત છે. સ્વભાવ એ પ્રકારનો કેમ છે એ પ્રશ્ન તે અતિપ્રશ્ન છે. પ્રપંચના સ્પષ્ટીકરણમાં આથી અધિક સરલ સંભાવના કોઇ રજુ કરતો હોય તો તેની પરીક્ષા કરવી, અને લાઘવવાળી જણાતી હોય તો ભલે સ્વીકારવી, પરંતુ ઉપર વર્ણવેલા અદ્વિતીય નિર્ગુણ આત્મ સ્વરૂપનો લોપ કોઇ પણ પ્રક્રિયાથી થવો સંભવતો નથી. અને એ પરિણામી ધ્રુવ સિદ્ધાન્તઉપર જ બ્રહ્મવિદ્યાની પ્રતિષ્ઠા છે. અલ્પમાં કહીએ તો વિવાદનો વિષય ગુણાતીત પદ નથી, પણ પ્રપંચના બીજરૂપ આત્મ અનાત્મ સંબંધવાળા સગુણ પદથી વિવાદનો આરંભ થાય છે. અને આ સંબંધમાં આપણે એટલું જ લક્ષમાં રાખવાનું છે કે પ્રપંચના કારણરૂપ વસ્તુ સર્વ વિશેષોથી ભરપૂર વ્યક્તરૂપે અથવા અવ્યક્તરૂપે પણ સર્વ વિવેકી શોધકોને સ્વીકારવી પડી છે, અને પડશે. સારાંશ અનવધિ શક્તિથી ઉપબૃંહિત થયેલી વસ્તુ જેને કોઇ Matter—force કહે છે, કોઇ પરમેશ્વર કહે છે, કોઇ બુદ્ધ કહે છે, કોઈ અર્હત્ કહે છે, કોઇ કાલ, કોઇ પંચભૂત એમ અગણિત શબ્દોથી સૂચવે છે તેનો સર્વને સ્વીકાર કરવો પડે છે.

પરસ્પર તાદાત્મ્ય અધ્યાસનું ઉપાદાન કારણ.

આપણે જ્ઞાતવ્યના સ્વરૂપનો વિચાર કરતાં એટલે સુધી આવ્યા કે આ દૃશ્ય પ્રપંચ આત્મ અનાત્મરૂપ બે વ્યૂહનો બનેલો છે. તેમાં આત્મરૂપ પદાર્થ એક અબાધિત સત્ત્વવાળો જિજ્ઞાસુના શાશ્વત સ્વરૂપભૂત છે, બીજો અનાત્મરૂપ વ્યૂહ અનેક, અને અનિર્વચનીય સત્તાવાળો, આત્મપદાર્થના સમ્યક્ જ્ઞાન થયા વિના

પુનઃપુનઃ ઉત્થિત થતો અને જિજ્ઞાસુના આંતર-બાહ્ય ઉપાધિભૂત છે. આ અત્યંત વિલક્ષણ સ્વભાવવાળા પદાર્થોના પરસ્પર તાદાત્મ્ય અધ્યાસરૂપ સંબંધથી આ અનવધિ જેવા દેખાતા પ્રપંચનો આવિર્ભાવ થયાં કરે છે. આ સંબંધ કોઇએ ઉપજાવેલો નથી, પણ અનાદિ કાલથી સિદ્ધ છે. તેમ છતાં આ તાદાત્મ્ય અધ્યાસ અનાત્મ વ્યૂહના ઉપાદાન કારણરૂપ માયાત્મક–અવિદ્યાત્મક બીજના આત્મરૂપ પદાર્થ સાથેના દુગ્ધાંબુવત્ થયેલા સંબંધથી પ્રકટે છે. દુગ્ધાંબુવત્ એવા આશયથી કહેવામાં આવે છે કે સામાન્ય દૃષ્ટિ જેમ દુધ અને પાણીને ભેગાં કર્યા હોય તો નોખનોખાં ઓળખી શકતી નથી, પણ હંસની દૃષ્ટિ બંનેને વિવિક્ત કરી જાણે છે, તેમ સામાન્ય મતિ તથા શાસ્ત્રીય મતિ એ બે સંબદ્ધ પદાર્થોને એકરૂપે અનુભવે છે, માત્ર તત્ત્વદૃષ્ટિ જ તે બંનેને વિવિક્ત કરી વસ્તુસ્થિતિ જે પ્રકારની છે તે પ્રકારની જાણે છે.

અધ્યાસના બીજરૂપ માયા-અવિદ્યાથી પ્રપંચનો આવિર્ભાવ; શાસ્ત્રીય મતિના વિષયનો પરાવધિ.

નામરૂપાત્મક અનાત્મ વ્યૂહના બીજરૂપ માયા–અવિદ્યા–ના શાશ્વત સંબંધવાળો આત્મરૂપ કૂટસ્થ નિત્ય પદાર્થ જેટલા અંશમાં–( જો કે આત્મરૂપ પદાર્થ નિરવયવ છે તેથી અંશ શબ્દનો પ્રયોગ ઘટતો નથી તોપણ સાવયવ પદાર્થના સંબંધથી તે નિરવયવ પદાર્થમાં અવયવ કલ્પના સિદ્ધ થતાં દ્વૈત વાણીની પ્રવૃત્તિ થાય છે, જેથી ભાષાના અનિવાર્ય દોષથી જે દોષ આવે તે બુદ્ધિમાને ક્ષન્તવ્ય છે )–તે સંબંધવાળો હોય છે તેટલા અંશમાં દૃશ્ય પ્રપંચના આવિર્ભાવતિરોભાવ માયાકોટિમાં પડનાર પ્રતીતિઓના સિદ્ધ નિયમાનુસાર થયાં કરે છે. શાસ્ત્રીય મતિની શોધનો જે વિષય છે તે આ માયા–અવિદ્યા-સંબદ્ધ આત્મ પદાર્થ છે, જેને પારિભાષિક શબ્દોમાં કહીએ તો વ્યાકૃતઅવ્યાકૃત પ્રકૃતિપ્રદેશ, અથવા સગુણબ્રહ્મનો સત્તામર્યાદાનો પ્રદેશ. આપણાં શાસ્ત્રમાં ઉપાસનાનો વિષય છે તે પણ આ મર્યાદાએ આવીને અટકે છે. માયાના સંપર્કવિનાના સ્વમહિમામાં પ્રતિષ્ઠિત આત્મરૂપ પદાર્થ ઉપાસનાનો વિષય નથી, માત્ર જ્ઞાનનો વિષય છે. અત્ર જ્ઞાનનો વિષય છે એમ કહેવામાં દ્વૈતવાણીનો દોષ આવે છે. અશ્વમહિષાદિ પદાર્થો જે રીતે જ્ઞાનના વિષય થાય છે, એટલે ઇન્દ્રિયમનની વૃત્તિઓથી વેષ્ટિત થઇ (વૃત્તિવ્યાપ્તિ) પ્રમાતૃચેતન અને પ્રમેયચેતનના અભેદની અભિવ્યક્તિથી તે પદાર્થો સ્ફૂર્તિને પામે છે ( ફલવ્યાપ્તિ ), તે રીતે આત્મપદાર્થ જ્ઞાનનો વિષય થતો નથી અર્થાત્ વ્યાકૃતઅવ્યાકૃત પ્રકૃતિપ્રદેશની

મર્યાદાપર્યન્ત વિસ્તારને પામેલી વૃત્તિ વડે, આવરણમાં બાધ થતાં અનાવૃત આત્મપદાર્થ જિજ્ઞાસુના સ્વરૂપે સ્વતઃ સ્ફુરે છે. શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો આત્મપદાર્થ વૃત્તિવ્યાપ્તિની અપેક્ષા રાખે છે, ફલવ્યાપ્તિની નહિ. વૃત્તિવ્યાપ્તિ પણ કેવી રીતે સમજવી તે ઉપરના વાક્યથી સ્પષ્ટ થશે. એથી બીજા પ્રકારની વૃત્તિવ્યાપ્તિ આત્મસંબંધમાં સંભવતી નથી. કેમકે વૃત્તિ પોતે ચિત્તસત્ત્વની શુદ્ધિથી બહોળામાં બહોળી થાય તો પ્રકૃતિના કાર્યરૂપ હોવાથી ઘણામાં ઘણી પ્રકૃતિ—માયા-અવિદ્યાની મર્યાદાપર્યન્ત ગતિ કરી શકે. અનવચ્છિન્ન આત્મતત્ત્વની તો એ સર્વાંશે વ્યાપ્તિ કરે એમ કહેવું એ આત્માના અનવચ્છિન્નત્વને બાધ કરવાજેવું છે.

જ્ઞેયરૂપ આત્મપદાર્થના જીવ તથા ઈશ્વરરૂપ વ્યાવહારિક ભેદ અને તેમનું સ્વરૂપ.

ઉપર વર્ણવ્યાપ્રમાણે જ્ઞેયરૂપ ગણાતો જિજ્ઞાસુના સ્વરૂપભૂત આત્મપદાર્થ જેટલા અંશમાં જિજ્ઞાસુના પરિચ્છિન્ન ઉપાધિના સંબંધમાં આવી ઉપાધિના ધર્મનું અનુકરણ કરતો પ્રતીત થાય છે તેને જીવ-અભિમાની—એ શબ્દથી વ્યવહરવામાં આવે છે, અને પરિચ્છિન્ન ઉપાધિના બાહ્ય પ્રદેશમાં વિસ્તરી રહેલા વ્યાપક ઉપાધિના સંબંધમાં આવી તે વ્યાપક ઉપાધિના ધર્મનું અનુકરણ કરતો પ્રતીત થાય છે તેને શબલ બ્રહ્મ-સગુણ પરમાત્મા અથવા બ્રહ્મ—ઇત્યાદિ શબ્દથી ઓળખીએ છીએ. વસ્તુતઃ ઉપાધિના સંબંધને બાદ કરીએ તો આત્મા—જીવ—પરમાત્મા—બ્રહ્મ—સર્વ એક જ વસ્તુના બોધક શબ્દો સમજવાના છે. તોપણ વાણીનું અને વ્યવહારનું પૂર્વાપર અવિરોધિત્વ જાળવવા સારૂ આ શબ્દોનો પ્રયોગ ભિન્નાર્થમાં કરવામાં આવે છે.

જીવ અથવા અભિમાનીની કેવલ જીવત્વ, ઈશત્વ અને દ્રષ્ટૃત્વરૂપ ત્રણ સ્થિતિઓ.

પરિચ્છિન્ન ઉપાધિથી વેષ્ટિત થયેલા અને તદ્ધર્મભાગી એટલે ઉપાધિના ધર્મનું અનુકરણ કરતા ચેતનવિશેષને અર્થાત્ અભિમાનીને વ્યાવહારિક ત્રણ સ્થિતિઓ પ્રાપ્ત થવી સંભવે છેઃ (૧) કેવલ જીવત્વની એટલે મર્યાદાવાળા જ્ઞાનઐશ્વર્યવાળી, (૨) ઈશિત્વની એટલે સ્વભાવસિદ્ધ જ્ઞાનઐશ્વર્યવાળી, અને (૩) સર્વ જ્ઞાનઐશ્વર્ય વ્યક્ત અવ્યક્તરૂપે ઉપાધિમાં સમાયેલું છતાં ઉદાસીનપણે આંતરબાહ્ય પ્રપંચને અનુભવનાર દ્રષ્ટૃત્વની. આ છેલ્લી સ્થિતિ જો કે વિશિષ્ટ ચેતનની મનુણી ઘટતી નથી, તો પણ દ્રષ્ટાપણાનું એ સ્થિતિમાં શુદ્ધ અભિમાન હોવાથી ઉપાધિના ધર્મનું એટલા અંશમાં અનુકરણ થતું હોવાથી વિશિષ્ટ ચેતનની

ગણવામાં બાધ નથી. જો એ ધર્મનું અનુકરણ સંસારિત્વમાં પડતું ન થાય એમ ગણવાનો કોઈનો આગ્રહ હોય તો એ સ્થિતિને ભલે ઉપહિત ચેતનની અર્થાત્ ઉપાધિના સંબંધવાળું છતાં ઉપાધિના ધર્મના અનુગમ વિનાના ચેતનની સ્થિતિ માને. આ ત્રણ અવસ્થાના અવધિએ પ્રકટ થતી એક સ્થિતિ છે જેને સ્થિતિ કહેવી એ પણ વાણીનો જ દોષ છે કેમકે તે વસ્તુતઃ અનાદિ અનંત છે. આ સ્થિતિને સ્વરૂપપ્રતિષ્ઠા અથવા જીવન્મુક્તત્વની આરૂઢ અવસ્થા ગણવામાં આવે છે.

**જાગ્રદાદિ ત્રણ અવસ્થાન્તરો.**

ઉપર વર્ણવેલી ત્રણ વ્યાવહારિક સ્થિતિઓ સંસારકાલે ભિન્ન ભિન્ન જન્મમાં પ્રતીત થાય છે, અને તે પ્રત્યેકમાં જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિરૂપ ત્રણ અવસ્થાન્તર ઉપાધિના વ્યષ્ટિગત ક્ષોભઅક્ષોભકાલે પ્રકટ થાય છે.

**ઈશ્વરસ્વરૂપવર્ણન.**

હવે અપરિચ્છિન્ન ઉપાધિથી વેષ્ટિત થઈ તેના શુદ્ધસાત્વિક રાજસ તથા તામસ ધર્મનું અનુકરણ કરતા ચેતનવિશેષની આપણી જેવી બદ્ધ દશા છે તેવી બદ્ધ દશા નથી, પણ નિત્યસિદ્ધદ્રષ્ટાપદજેવી એક સ્થિતિ સમષ્ટિના વિલયપર્યન્ત અભિવ્યક્ત થયેલી રહે છે, તેમાં જાગ્રદાદિ અવસ્થાઓનો અવકાશ નહિ હોવાથી વ્યષ્ટિગત દ્રષ્ટાપદકરતાં એ સ્થિતિમાં ભેદ છે. આ એક રીતે સર્વ સંબંધમાં છતાં સર્વ સંબંધ વિનાનું, ઉપાધિના અશેષ ધર્મોના અર્થાત્ અનવધિ જ્ઞાનઐશ્વર્યના સ્ફુરણના જ આલંબનવાળું છતાં, તેના વાસ્તવિક અભિમાનના અંકુરવિનાનું, પરિચ્છિન્ન વિશિષ્ટ ચેતનોના અર્થાત્ અભિમાનીઓના સર્વ ક્રિયાઓના સાક્ષીરૂપ હોઈ તેમની તે તે ક્રિયાઓના ફલને નિયત દેશકાલમાં પ્રકટ કરાવનારૂં, અને જિજ્ઞાસુ અને પોતામાં અનુસ્યૂત આત્મઅભેદને પ્રકટ કરનાર મુખ્યદ્રષ્ટારૂપ ચેતનવિશેષ ચેતન પરમેશ્વર, પરમાત્મા, પરબ્રહ્મ ઇત્યાદિ શબ્દથી ઓળખવામાં આવે છે. આ સર્વ મંગલ ધર્મોના આગારરૂપ, પ્રપંચના સૂત્રધારરૂપ, વિધારક સેતુરૂપ, સર્વ વિશેષણોથી ઉપયુક્ત છતાં વિશેષણાતીત પદના સદ્ભાવના વિદ્વાનની દૃષ્ટિમાં, પ્રત્યક્ષ નિદર્શનરૂપ, પરમાત્મા ઉપાસકોના પરમોપાસ્ય છે, ભક્તોના પરમભજનીય છે, સર્વભૂત પ્રાણીના પરમસુહૃદ્ છે, અને જ્ઞાનીઓના આત્મરૂપ છે. એ વસ્તુના સદ્ભાવમાં સર્વ દેશકાલનાં અબાધ્ય સત્પુરુષોના અંતરાત્મા સાક્ષી પૂરે છે, અને એના નિષેધમાં પ્રવૃત્ત થનાર કુતાર્કિકોનું સર્વ યુક્તિજાલ ઉપર વર્ણવેલી વિચારશ્રેણીથી આત્મનિષેધમાં જ પરિણામને પામ્યાવિના રહે

તું નથ. * અપરિચ્છિન્ન ઉપાધિનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તેમાં ઐશ્વર્યાદિ ધર્મો કેવી રીતે સમાયેલા છે, તે ધર્મોના આલંબનરૂપ ચિદ્વસ્તુ વિશ્વવ્યવસ્થામાં કેટલો અને કેવો ભાગ લેછે, મનુષ્યોને તેના અનન્ય શરણની જરૂર છે કે કેમ, હોય તો કેવા પ્રકારની ઉપાસના, ભક્તિ આદિની આવશ્યકતા છે, પૂર્ણત્વ પ્રાપ્ત કરવાને ઉત્સુક સ્ત્રી વા પુરુષે ઉપાસના આદિથી કેવી રીતે તન્નિષ્ઠત્વ પ્રાપ્ત કરવું ઘટે છે—એ આદિ વિષયની ચર્ચા સગુણબ્રહ્મવિદ્યામાં પડે છે, અને તેથી જે અર્થમાં આપણે પ્રથમથી વિદ્યા શબ્દ નિયંત્રિત કર્યો છે તે અર્થને લક્ષમાં રાખતાં એ ચર્ચાથી વિષયાન્તર થવાના ભયથી અત્ર એ પરમોદાર તત્ત્વનું ભાન કરાવનાર ગીતાવાક્યનો આઘોષ કરી મૂલ વિચારપ્રતિ વળવું યોગ્ય ગણ્યું છે:—

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम्**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥**

સારાંશ પરમ શાંતિરૂપ ફલને મેળવવાની ઇચ્છાવાળાએ આ દ્વારભૂત પરમેશ્વરતત્ત્વસાથે અનન્યતા પ્રાપ્ત કરવાની જરૂર છે. नान्योऽतोऽस्ति पन्था विद्यते अयनाय—એ વિના અન્ય કોઇ માર્ગ કૈવલ્યપ્રાપ્તિનો નથી, એ શ્રુતિ પણ વિધાન્તરે §આ જ ભાવનું પ્રતિપાદન કરે છે.

---

* જુઓ તૈત્તિરીયોપનિષદ્:—असन्नेव स भवति । असद् ब्रह्मेति वेद चेत् । अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः ॥ અર્થાત્ સર્વ સાક્ષી પરમાત્માનો જે નિષેધ કરે છે તે તદભિન્ન પોતાના સ્વરૂપનો પણ નિષેધ કરે છે એટલે પોતે જ અસદ્રૂપ ગણાવો ઘટે છે. વસ્તુત: પરમાત્મનિષેધ કરવામાં પણ અજ્ઞાત રીતિએ નિષેધ કરનાર નિષેધના સાક્ષીને સ્વીકારે છે અને તે જ બ્રહ્મ છે. માટે પરમાત્મરૂપ વસ્તુનો સ્વીકાર કરી પોતે પણ તદભિન્ન હોવાથી સદ્રૂપ છે એમ ગણાવામાં જ બુદ્ધિકૌશલ છે.

§ આ શ્રુતિ જો કે જ્ઞાનપરા છે તો પણ શ્રીશાંડિલ્યાદિ ભક્તિમીમાંસકો એને શ્રીઇશ્વરસંબંધી પરાનુરક્તિરૂપ ભક્તિપરા પણ સ્વીકારે છે, અને તે યોજના સિદ્ધાન્તમાં અત્યંત અનિષ્ટ નથી. જ્ઞાન અને ભક્તિના ભેદનો ઝઘડો અત્ર ઉભો થાય તેમ નથી કેમકે ઉભયવાદીઓ જ્ઞાન અને ભક્તિને સાધનકોટિમાં તો ગણે જ છે. દુરાગ્રહ કોને અંગીસાધન ગણવું, અને કોને અંગ ગણવું તે સંબંધમાં છે. શ્રીઇષ્ટેચ્છા છે તો ભક્તિ તથા જ્ઞાનના સ્વરૂપનું અને આ ઝઘડો અજ્ઞાનમૂલક છે તેનું અન્ય પ્રસંગે પ્રતિપાદન થશે.

જીવના ઉપાધિ-
ને વિકાસક્રમ.

પરિચ્છિન્ન અથવા વ્યાષ્ટરૂપ ઉપાધિથી વેષ્ટિત થયેલો અને તે ઉપાધિના ધર્મનું અનુકરણ કરતો ચેતનવિશેષ જેને આપણે જીવ—અભિમાની—શબ્દથી વ્યવહરીએ છીએ તેના ઉપાધિમાં તત્ત્વાન્તર અને અવસ્થાન્તર પરિણામો બદ્ધદશાના અવધિપર્યન્ત થયા કરે છે, છતાં તે ઉપાધિ એકદમ પલટાઇ જતો નહિ હોવાથી અભિમાનસૂત્ર એકનું એક કાયમ રહે છે. આ ઉપાધિના કારણ, સૂક્ષ્મ, અને સ્થૂલ એવા ત્રણ ભેદ પડે છે, અને તેથી અભિમાનીના જીવ, ઈશ અને દ્રષ્ટાની કોટિમાં પણ ત્રણ ત્રણ ભેદ પડે છે. આ ત્રણ પ્રકારનો ઉપાધિ એક એક સચેતન ભોગાયતનમાં હોય છે, તોપણ એ ત્રણ ઉપાધિ એક ડાબલામાં બીજો ડાબલો ગોઠવાયો હોય અને બીજામાં ત્રીજો એ પ્રકારના સંબંધવાળા નથી, પણ કાર્યકારણસંબંધવાળા હોવાથી વિકાસક્રમના (Evolution) સિદ્ધ નિયમથી પરસ્પર સુશ્લિષ્ટ થયેલા હોય છે; અને જ્યારે ભોગાયતન પ્રારબ્ધના અવસાને બદલાવાનો પ્રસંગ આવે છે, ત્યારે સંકોચક્રમના (Involution) સિદ્ધ નિયમાનુસાર કાર્યગત ધર્મોના સઘળા સંસ્કાર કારણદ્રવ્યમાં પુન :પ્રવેશ કરી કારણદ્રવ્યની પૂર્વકરતાં વિશિષ્ટ રૂપતા પ્રાપ્ત કરાવે છે.

કારણોપાધિ તથા
સ્થૂલોપાધિ.

ઉદાહરણતરીકે જીવકોટિના અભિમાનીનો મૂલ ઉપાધિ જેને શાસ્ત્રમાં વ્યષ્ટિઅજ્ઞાન અથવા કારણ શરીર કહે છે તે પોતે જ પરિણામ પામી અપંચીકૃત પંચભૂતના સાત્ત્વિક રાજસ તામસ અંશોથી પરિપોષણ પામી મન, બુદ્ધિ, જ્ઞાનેન્દ્રિય, કર્મેન્દ્રિય, પ્રાણાદિ તત્ત્વોને પ્રકટ કરે છે, અર્થાત્ સૂક્ષ્મ શરીરના અવયવોને જન્મ આપે છે. સૂક્ષ્મ શરીર પણ પોતામાં રહેલા સંસ્કારને ફલ આપવાસારૂ પંચીકૃત ભોગાયતનને રચે છે અને તે જ ભોગાયતનના અવધિપર્યન્ત અથવા પ્રારબ્ધકર્મકોશના અંતપર્યન્ત તે સ્થૂલ ભોગાયતનમાં દુગ્ધાંબુવત્ મિશ્ર થઇ રહે છે. હવે સ્થૂલ શરીરજન્ય સઘળા વ્યાપારો પોતાના કારણરૂપ સૂક્ષ્મ ઉપાધિમાં પોતપોતાના સંસ્કારો સ્થાપતા જાય છે જેથી મત્સ્યજાલજેવો સૂક્ષ્મ ઉપાધિ બની રહે છે, અને સ્થૂલ ઉપાધિના તેમ સૂક્ષ્મ ઉપાધિના સ્વતંત્ર વ્યાપારજન્ય સંસ્કારો મૂલ કારણભૂત વ્યષ્ટિઅજ્ઞાનમાં અહર્નિશ પડતા જ રહે છે. બાહ્ય ક્રિયાજન્ય તથા અંતર વિચારજન્ય સંસ્કારોના વેગ વ્યષ્ટિગત અજ્ઞાનમાં જ આવી અટકતા નથી, પણ સજાતીય ભિન્ન શરીરીઓના વ્યષ્ટિઅજ્ઞાનઉપર પણ અસર કરે છે, અને તેથી જ પ્રત્યેક વ્યક્તિ-

ની આચાર તથા વિચારની જોખમદારી ભારે છે. અમુક વ્યક્તિનાં પાપપુણ્યનાં ફલ જો કે પ્રધાનપણે તે જ વ્યક્તિ ભોગવે છે, તોપણ તે ફલ ન્યૂનાધિક અંશે સંસર્ગમાં આવનાર પ્રજાને ભોગવવાં પડે છે. આવા સામુદાયિક પુણ્યપાપનાં ફલપ્રવૃત્તિના નિયમોનું પ્રતિપાદન કરવાનું આ સ્થલ નથી, તોપણ એ નિયમોનો સદ્ભાવ, જેમને સત્કાર્યવાદ, પરિણામવાદ, વિવર્તવાદ અથવા પાશ્ચાત્ય વિકાસવાદ ( Theory of Evolution ) માંનો એક પણ ઇષ્ટ છે તેમને અંગીકાર કર્યા વિના ચાલે તેમ નથી.

કારણ દ્રવ્યનો પરમાત્મરૂપ વસ્તુસાથે વિવર્ત સબંધ.

મૂલ વ્યષ્ટિઅજ્ઞાન અનવધિ વૈચિત્ર્યને ધારણ કરનાર ગહન સૂક્ષ્મતમ દ્રવ્ય છે. એ દ્રવ્ય ચિદાત્માના પ્રતિબિંબને ધારણ કરવાની યોગ્યતાવાળું છે, જેથી જીવત્વનો આરંભ એ દ્રવ્યગત સ્ફૂર્તિથી જ ગણવો ઘટે છે. આ દ્રવ્યનો સમષ્ટિગત કારણદ્રવ્યસાથે સંબંધ હોય છે, અને દ્રવ્યના સ્વભાવબલથી અર્થાત્ અજ્ઞાનધર્મથી ચિદચિદ્નો અવિવેક અથવા પ્રથમ વર્ણવેલો પરસ્પર આત્મ—અનાત્મનો તાદાત્મ્ય અધ્યાસ પ્રકટ થાય છે. આ દ્રવ્યનો તેમ સમષ્ટિગત કારણદ્રવ્યનો ચિદાત્માસાથે વિવર્તરૂપ સંબંધ છે, પરિણામરૂપ નથી, અર્થાત્ વસ્તુદૃષ્ટિથી ચિદાત્મામાં વાસ્તવિક વિકાર ઉત્પન્ન થયા વિના અચિદંશની પ્રતીતિ ચિદાત્મરૂપ અધિકરણમાં થાય છે. અને આ પ્રતીતિને ભિન્નાર્થરૂપે ગણી તેને દ્રવ્ય સંજ્ઞા આપવામાં આવે છે, તથા ત્યારપછીની કાર્યરૂપા પ્રતીતિઓને પરિણામવાદની પ્રક્રિયાથી સ્પષ્ટ કરવામાં આવે છે. પરમાર્થભૂમિકાથી સૂક્ષ્મતમ કારણદ્રવ્યથી તે અત્યંત જડપાષાણાદિસુધીનો પ્રપંચ ચિદાત્માનો વિવર્ત જ છે.

ઉપાધિના વિકાસથી અધ્યાસનો વિકાસ.

વ્યષ્ટિગત કારણોપાધિ પરિણામ પામવાના ક્રમમાં સમષ્ટિગત કારણદ્રવ્યના અંશોને ઉપષ્ટંભક અર્થાત્ પરિપોષક દ્રવ્યરૂપે સ્વીકારે છે. આ પ્રમાણે અપંચીકૃત પંચમહાભૂતના પ્રત્યેકના સાત્ત્વિકાંશમાંથી પાંચ જ્ઞાનેન્દ્રિયો, પ્રત્યેકના રાજસાંશમાંથી પાંચ કર્મેન્દ્રિયો, પાંચેના ભેગા થયેલા સાત્ત્વિકાંશમાંથી અંતઃકરણ, પાંચેના ભેગા થયેલા રાજસાંશમાંથી પ્રાણપંચક, તથા એ અપંચીકૃત પંચભૂતના સૂક્ષ્મપંજરના નિર્વાહક અણુઓસાથે પેલો કારણોપાધિ સૂક્ષ્મ શરીરરૂપે સ્થિત થઈ રહે છે. હવે જેમ તપાવેલો ધાતુનો રસ મૂષામાં[1] રેડયો હોય તે મૂષાના આકારપરિણામને પામે છે, તેમ કારણોપાધિમાં ર-

૧ મૂસ—સોની લોકો જેમાં ધાતુનો રસ રેડે છે તે ઓજાર.

હેલો તાદાત્મ્ય અધ્યાસનો રસ આ પ્રત્યેક અવયવમાં પ્રવેશ પામી અભિમાનીને તદાત્મ બનાવે છે. અત્ર એટલું લક્ષમાં રાખવાનું છે કે કારણદ્રવ્ય સઘળું પરિણામને પામતું નથી, પણ તેનો અમુક અંશ કાર્યોત્પત્તિમાં રોકાય છે. તેથી સૂક્ષ્મ શરીરના આવિર્ભાવકાલે પણ અવિકૃત દશામાં વ્યષ્ટિઅજ્ઞાનનો એક અંશ રહે છે.

લિંગોપાધિના અવયવોનું સ્વરૂપ.

સૂક્ષ્મ ઉપાધિમાં કેટલાક અવયવો ક્રિયાપ્રધાન હોય છે, કેટલાક જ્ઞાન અર્થાત્ દીપ્તિપ્રધાન હોય છે, તથા કેટલાક સ્વતઃ ઉદાસીન હોય છે છતાં અન્યના સંસર્ગમાં ક્રિયા અથવા જ્ઞાનના વેગને ઉત્પન્ન કરે તેવા હોય છે. અંતઃકરણનાં પણ બે મુખ્ય રૂપ છે—એક ક્રિયાપ્રધાન, અને બીજું જ્ઞાનપ્રધાન. તેમાં ક્રિયાપ્રધાન અંશને મન કહે છે, અને જ્ઞાનપ્રધાન અંશને બુદ્ધિ કહે છે. આ બે અંશમાં ચિત્ત તથા અભિમાનનો કેટલાક સમાવેશ કરે છે. સૂક્ષ્મ ઉપાધિના જ્ઞાનેન્દ્રિયપંચક તથા બુદ્ધિરૂપ અંશ મળી વિજ્ઞાનમય કોશ થાય છે, જેનો ધર્મ આંતર બાહ્ય પદાર્થોને પ્રકાશ આપી અભિમાનીને જ્ઞાનમય અવસ્થા અનુભવાવે છે. જ્ઞાનેન્દ્રિયપંચક અને મનરૂપ અંશ મળી મનોમય કોશ બને છે, અને તેના વડે અભિમાની શારીર તથા માનસ ક્રિયાઓ કરે છે. પ્રાણતત્ત્વસાથે યુક્ત થયેલી કર્મેન્દ્રિયો પ્રાણમય કોશ રચે છે જેનો ઉપકાર બંને કોશઉપર છે, અર્થાત્ જ્ઞાન—દીપ્તિના આવિર્ભાવમાં જ્ઞાનેન્દ્રિયોને, તેમ બુદ્ધિને જેટલો વેગ જોઇએ તેટલો વેગ એ પ્રાણમય કોશ પૂરો પાડે છે, અને તેની સાથે કર્મેન્દ્રિયો અને મનના વેગને મિશ્ર રજોંશનું પ્રાણતત્ત્વ કાર્ય હોવાથી, અંકુશમાં રાખે છે. આપ્રમાણે સૂક્ષ્મ ઉપાધિનો આવિર્ભાવ થતાં જીવકોટિના અભિમાનીના વ્યાપારનાં દ્વાર વધારે ઉઘડતાં જાય છે, અને તેટલા ઘણા દ્વારથી તાદાત્મ્ય અધ્યાસના પ્રવાહ વહવા માંડે છે. આશ્ચર્ય એ છે કે પ્રવાહ વહેતો છતાં ખુટતો નથી. કારણ એ છે કે પ્રવાહનું મૂલ વ્યષ્ટિઅજ્ઞાન તાદાત્મ્ય અધ્યાસથી ભરપૂર છે, અને બાહ્ય પ્રપંચ જ્યાં એ પ્રવાહ મળે છે ત્યાં પ્રવાહને સતત કાયમ રાખનારી સામગ્રી પુષ્કલ છે. આ પરાક્પ્રવણતાને લીધે જીવનો બંધ કાયમ રહે છે; આ બંધની નિવૃત્તિમાં પ્રત્યક્પ્રવણતાવિના અન્ય કોઇ ઉપાય નથી. આ પ્રવાહનો આંતર સંકોચ કરતાં અર્થાત્ પ્રત્યાહાર કરતાં વ્યષ્ટિઅજ્ઞાનમાં વેગ આવી શમે છે, અને તે વ્યષ્ટિ અજ્ઞાન પણ ચિદાત્મામાં જેમ જેમ ડૂબે છે તેમ તેમ તે વ્યષ્ટિઅજ્ઞાન અશેષ સંસ્કારકોશસાથે, જેમ મહાસમુદ્રમાં પડેલો મોટો પાષાણ

અલ્પ સમયમાં રેજકણુ બની જાય છે તેમ, અતિ નિર્મલ અને સૂક્ષ્મ બની જાય છે, અને તેથી સમષ્ટિગત કારણોપાધિસાથે—( જેને આપણે અપરિચ્છિન્ન માયોપાધિરૂપે વર્ણવી ચૂકયા છીએ )—એકી ભાવ પામવાની યોગ્યતાવાળું થાય છે. આ સ્થિતિ પ્રાપ્ત થયા પછી અભિમાનીના કારણોપાધિને વિદ્યોપાધિ પણ કહે છે, અને અહિંથી જ દેવકોટિનો આરંભ થાય છે. સર્વ દૈવીસંપત્તિની આ ભૂમિકા એક પરાકાષ્ઠા છે, અને પરમ પદને મેળવવાની ઇચ્છાવાળાએ મહા પ્રવાસમાં એ વિશ્રામભૂમિ જેમ સત્વર આવે તેમ ઉદ્યોગ કરવાનો છે.

**સ્થૂલોપાધિ અને અધ્યાસનું રૂપાન્તર.** સૂક્ષ્મ ઉપાધિનો પરિણામ થઇ તે તે યોનિને અનુકૂલ પાંચ ભૌતિક ભોગાયતન રચાય છે જેના સ્વરૂપને પ્રાયશઃ સર્વ સ્ત્રીપુરુષો સામાન્ય મતિથી જાણે છે. તેના વિશેષ સ્વરૂપને તથા ઉત્પત્તિ,વૃદ્ધિ તથા હાનિના દૃષ્ટઅદૃષ્ટ હેતુઓને જાણવામાં શાસ્ત્રીય મતિની જરૂર છે, અર્થાત સામાન્ય મતિને શારીર વિદ્યાના વિપુલ ગ્રંથોના તથા યોગશાસ્ત્રના અંશરૂપ કર્મવિપાકના ગહન નિયમોના અભ્યાસથી સંસ્કૃત કરવી પડે તેમ છે. આ ભોગાયતનને બ્રહ્મવિદ્યાના પ્રતિપાદક ગ્રંથોમાં અન્નમય કોશ કહે છે. અત્ર અભિમાનીનો તાદાત્મ્ય અધ્યાસ અહંરૂપતાને ત્યજી મમરૂપતાને ગ્રહણ કરવાના સંધિઉપર આવે છે.

**ઉપાધિના વિકાસક્રમનો અતિદેશ.** આપણે વ્યષ્ટિ ઉપાધિનો અને તે પણ જીવકોટિના વ્યષ્ટિ ઉપાધિનો વિકાસક્રમ તપાસી જોયો, અને તે જ ન્યાય પ્રાયશઃ ઈશકોટિ તથા દ્રષ્ટાકોટિમાં તેમ સમષ્ટિગત ઉપાધિમાં પણ પ્રવર્તે છે, જો કે હેતુઓનું તારતમ્ય અને તેથી અર્થક્રિયાના ભેદ અનવધિ અને અગમ્ય હોય છે. અત્ર તે હેતુઓના તારતમ્યને તથા અર્થક્રિયાના ભેદને, ઈશાદિ તનુઓને જ માત્ર વિષય કરતા હોવાથી તથા અપ્રત્યક્ષરૂપ હોઇ વિવાદના કારણરૂપ હોવાથી, અને આપણી સાક્ષાત્ હિતસિદ્ધિમાં નિરુપયોગી હોવાથી, ચર્ચવા યોગ્ય ગણ્યા નથી. માત્ર મનુષ્યશરીરમાં કાર્યશુદ્ધિદ્વારા કારણશુદ્ધિ પ્રત્યગભિન્ન પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કરવા જેટલી થઇ શકે છે એટલું જ આપણે મુખ્ય જાણવાનું હતું તે પ્રત્યક્પ્રવણતાના નિયમથી આપણે જાણ્યું.

**કારણોપાધિની શુદ્ધિના ફલરૂપ પ્રત્યક્પ્રવણતા.** પ્રત્યક્પ્રવણતાની સિદ્ધિમાં સંન્યાસયોગનાં સર્વ સાધનોની જરૂર છે, અને તે સાધનો કયાં અને કેવી રીતે યોજવાનાં છે તેનું પ્રતિપાદન આપણા મંડલતરફથી વારંવાર થતું આવ્યું છે અને શ્રીઇચ્છા છે તો

થતું રહેશે. અત્ર તેનું સ્થલસંકોચથી વર્ણન કરવું યોગ્ય ગણ્યું નથી.

પ્રત્યક્પ્રવણુતા વિના મુમુક્ષુત્વ સંભવતું નથી. ત્વંપદના લક્ષ્યાર્થનો બોધ અને તત્પદના લક્ષ્યાર્થનો વિવેક.

ચિત્તસત્ત્વની પ્રત્યક્પ્રવણ અવસ્થા મુમુક્ષુને પ્રાપ્ત થયેલી હોવી ઘટે છે, એટલે વિવેકાદિ સાધનોના ફલરૂપ એ સ્થિતિ છે. ત્યાર પછી પોતાના ઔપાધિક કર્તૃત્વ-ભોક્તૃત્વાદિ વિશિષ્ટ સ્વરૂપનો બાધ થતાં કેવલ સાક્ષીરૂપ પ્રત્યક્ તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. આ સ્થિતિને જ શાસ્ત્રમાં ત્વંપદના લક્ષ્યાર્થનો અપરોક્ષ બોધ કહે છે. મુમુક્ષુની સ્વરૂપસંબંધી શોધ અત્ર આવી અટકતી નથી, પણ શ્રવણાદિ અંતરંગ સાધનોવડે સમષ્ટિ ઉપાધિવાળા પરમેશ્વરતત્ત્વના લક્ષ્યાર્થસાથે પોતાના પ્રત્યક્તત્ત્વના અભેદનો અનુભવ થતા સુધી ચાલ્યાં જ કરે છે. જેમ પ્રત્યક્ તત્ત્વના સાક્ષાત્કારમાં વ્યષ્ટિ ઉપાધિનો બાધ કરવાની જરૂર છે, તેમ ઈશ્વરતત્ત્વનો પ્રત્યગભેદ અનુભવવામાં સમષ્ટિ ઉપાધિનો બાધ કરવાની આવશ્યકતા છે. આ બાધ શ્રૌત, યૌક્તિક, અને આનુભવિક એમ ત્રણ પ્રકારનો છે. તેમાં પ્રથમનો બાધ શ્રવણસિદ્ધિકાલે 'પરમાત્મ વસ્તુ વિના અન્ય કોઇ પદાર્થ વસ્તુભૂત નથી' આ જ્ઞાનથી પ્રકટે છે. એ બાધ મનનસિદ્ધિકાલે યૌક્તિક રૂપ ધારણ કરે છે, અને નિદિધ્યાસનની પરિપાક અવસ્થાએ પ્રપંચમાત્રને ચિન્મય અનુભવવાથી આનુભવિક ગણાય છે. આનુભવિક બાધ સિદ્ધ થતાં પ્રથમથી અનુભવમાં આવેલું નિર્મલ પ્રત્યક્તત્ત્વ પરમેશ્વરના ચિદ્દ્ઘન લક્ષ્ય સ્વરૂપસાથે અભિન્ન છે, આ પ્રકારની, સર્વ સંસારની નિવાપાંજલિરૂપ, એક ચિત્તસત્ત્વની છેવટની વૃત્તિ ઉદય પામે છે, જેને શાસ્ત્રમાં ચરમવૃત્તિ અથવા અખંડબ્રહ્માકારા વૃત્તિ એ નામથી આળખવામાં આવે છે.

અભેદજ્ઞાનરૂપા ચરમવૃત્તિ અને તેની ઉત્તર ભુમિકાઓ.

આ વૃત્તિના ઉદયસમકાલે જીવન્મુક્તિનો આવિર્ભાવ થાય છે, અર્થાત્ ચોથી ભૂમિકામાં વિવિદિષુ મટી મનુષ્ય વિદ્વાન્ થાય છે. પંચમી, છઠ્ઠી તથા સાતમી ભૂમિકાઓમાં આ વૃત્તિ ક્રમે કરી દીર્ઘકાલ ટકી રહે છે. અને સાતમી ભૂમિકાની પરાકાષ્ઠાએ આ વૃત્તિનો વિલય થાય છે; અર્થાત્ જેમ એક લાકડાના ટુકડાથી પ્રકટ થયેલો વહ્નિ ગ્રામનગરાદિને બાળી એ ટુકડાને પણ બાળી નાંખે છે તેમ ચરમ વૃત્તિમાં પ્રકટ થયેલો અખંડ ચૈતન્યપ્રકાશ પ્રપંચનો નાશ કરી તે વૃત્તિનો પણ નાશ કરેછે. પુનરુત્થાન વિનાની આ સ્થિતિને વિદેહકૈવલ્ય કહે છે. **ब्रह्मविद् ब्रह्मैव भवति ।** **ब्रह्मैव** सन् **ब्रह्माप्यैति** એ શ્રુતિવાક્યો અત્ર ચરિતાર્થ થાય છે.

જીવન્મુક્તિનું સ્વરૂપ.

ચરમ વૃત્તિનો ઉદય અને તેનો આત્યંતિક લય થવાની વચ્ચેનો કાલ જીવન્મુક્તિના વિલક્ષણ સુખનો છે. જ્યાં સુધી દગ્ધપટજેવો અથવા ભર્જિત બીજજેવો આંતર ઉપાધિ પ્રારબ્ધકર્મવશાત્ ટકી રહે છે ત્યાં સુધી ઉત્થાનકાલે પ્રપંચને વિષય કરનારી ગૌણી વૃત્તિઓ બ્રહ્માકારા મુખ્ય વૃત્તિસાથે વહ્યાં કરે છે, અને તેથી જેમ યથાર્થ જ્ઞાન થયા છતાં ઝાંઝવાના જલની પ્રતીતિ, સોપાધિક ભ્રમ હોવાથી, જ્યાં સુધી ઇન્દ્રિયાર્થસંનિકર્ષ રહે છે ત્યાં સુધી ટકી રહે છે, પણ અજ્ઞાન મૃગની પેઠે તૃષાનિવૃત્તિઅર્થે આપણે દોડી દુઃખને અનુભવતા નથી, તેમ જ્યાં સુધી અંતઃકરણનો સરૂપ નાશ થયો હોતો નથી ત્યાં સુધી શોકમોહાદિ બંધના ભાન વિના પ્રપંચની પ્રતીતિ ઉત્થાનકાલે જીવન્મુક્તને થયાં કરે છે, પણ પ્રધાન વૃત્તિથી અભિવ્યક્ત થયેલા સ્વરૂપસુખની સ્મૃતિ ભ્રષ્ટ થતી નથી. જેમ બે ભાષાના જાણનારને ઉભયનું રહસ્ય સમજાય છે તેમ સપ્રપંચ અને નિષ્પ્રપંચ બ્રહ્મતત્ત્વના રહસ્યને જીવન્મુક્ત કરામલકવત્ અનુભવે છે, તેમ છતાં એક સત્કવિ નીચેની રાજહંસની અન્યોક્તિથી વસ્તુસ્થિતિ સૂચવે છે તેમ વૃદ્ધિહાનિને અનુભવતો નથીઃ—

**गांगमंबु सितमंबु यामुनम्**
**कज्जलाममुभयत्र मज्जतः ।**
**राजहंस तव सैव शुभ्रता**
**चीयते न च न चापचीयते ॥**

**ભાવાર્થઃ**—ગંગાના શુભ્ર જલમાં અને કાજળજેવા યમુનાના જલમાં, એમ બંનેમાં ડુબકાં ખાતા છતાં, હે રાજહંસ ! તારી શુભ્રતા તેવીને તેવી જ રહે છે; વધતી એ નથી તેમ ઓછી એ થતી નથી.

આ અપ્રસ્તુત પ્રશંસાથી પ્રસ્તુત જીવન્મુક્તની અપૂર્વ સ્થિતિનું સૂચન થાય છે. નિષ્પ્રપંચ બ્રહ્માત્મતત્ત્વના નિર્મલ જલમાં, તેમ સપ્રપંચ બ્રહ્મતત્ત્વના કલુષિત જલમાં વૃત્તિદ્વારા સ્નાન કરતાં છતાં, એ સર્વોત્તમ પુરુષની સ્વરૂપપ્રતિષ્ઠા તેવીને તેવી જ રહે છે. પ્રપંચના સંબંધથી રાગદ્વેષાદિ દ્વંદ્વધર્મ પ્રકટ થઇ હાનિ થતી નથી, તેમ નિજાનંદ નિરતિશય હોવાથી વૃદ્ધિ પણ થતી નથી.

બ્રહ્મવિદ્યાના કર્તવ્યસંબંધી વિચાર.

આ નિરતિશય સ્વરૂપાનંદનો આવિર્ભાવ કરાવનારી જીવન્મુક્તિ જે જે પ્રકારે સત્વર પ્રકટ થાય તે તે પ્રકારે શ્રવણાદિ સાધનનો અભ્યાસ કરવો એ બ્રહ્મવિદ્યાનું કર્તવ્યરૂપ ત્રીજું નેત્ર છે; અને જેમ નેત્ર

પુણ્ય રમણીય પદાર્થના દર્શનથી ચરિતાર્થ થાય છે તેમ જીવન્મુક્તિની પ્રાપ્તિએ કર્તવ્યનો અંત આવે છે, અર્થાત્ અમુક ક્રિયા વિધિરૂપ છે માટે કરવી, એ પ્રકારની શાસ્ત્રીય તથા લૌકિક પરવશતાનો અવધિ આવે છે. ત્યારપછી જે ક્રિયાઓ થાય છે, તેમાં કર્તવ્યસિદ્ધિ પ્રયોજનરૂપે રહેતી નથી, પણ અંતઃકરણઉપર પડેલા સત્સાધનોના પુણ્ય સંસ્કારોથી નૈસર્ગિકી જાણે હોય નહિ શું, એ પ્રકારે શુભ ક્રિયાઓની ધારા સોપાધિક જીવન્મુક્તમાં અલંકારની પેઠે અનુવર્તતી હોય એમ દેખાય છે. જેમ વિધિનું પારવશ્ય ટળે છે તેમ નિષેધની પરવશતા પણ જાય છે. જ્યાં અમુક અપુણ્યરૂપ ક્રિયા થવાનો સંભવ હોય ત્યાં નિષેધવાક્યના પ્રયોગની સાર્થકતા છે. પણ જ્યાં અપુણ્ય ક્રિયાની પ્રયોજક રાગદ્વેષાદિ વાસનાઓ નિવૃત્ત થઇ છે ત્યાં નિષેધવાક્યનો પ્રયોગ નિરર્થક છે. અર્થાત્ શાસ્ત્રીય પરિભાષામાં કહીએ તો પ્રસક્તનો પ્રતિષેધ સંભવે છે. જેમ બહેરાને કહેવું કે અમુક મલિન શબ્દો તારે સાંભળવા નહિ એ નિષ્પ્રયોજન છે, તેમ અમુક ક્રિયાઓ ન કરવી એ પ્રકારનાં જીવન્મુક્તપ્રતિ પ્રયોજેલાં શાસ્ત્રીય અથવા લૌકિક નિષેધવાક્ય નિરર્થક છે. આપ્રમાણે વિચાર અને ક્રિયામાં સર્વ પ્રકારનું સ્વાતંત્ર્ય છતાં નિંદ્ય વિચાર અથવા ક્રિયાનો જ્યાં અવકાશ જ નથી એવી જીવન્મુક્તિરૂપ સહજાવસ્થાને લક્ષમાં રાખી **શ્રીભગવાન્** કહે છે કેઃ—

**त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन**
**निर्द्वंद्वो नित्यसत्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥**
**यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके**
**तावान् सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥**

**ભાવાર્થઃ**—સત્ત્વ, રજસ્ અને તમસ્‌રૂપ ત્રણ ગુણો જ અને તેના કાર્યરૂપ સંસાર વેદના વિષયરૂપ છે, હે **અર્જુન**! તું એ ત્રણ ગુણથી પર જા, અને દ્વંદ્વધર્મવિનાનો, અખંડ સત્ત્વનિષ્ઠાવાળો, અને અપ્રાપ્તની પ્રાપ્તિ અને પ્રાપ્તની રક્ષા કરવારૂપ યોગક્ષેમથી મુક્ત થા. જેટલો સ્નાનપાનાદિ અર્થ નાના જલાશયથી સિદ્ધ થાય છે તેટલો સર્વ બાજુથી ભરપુર મહા સરોવરથી થાય છે, તેમ સર્વ વેદથી જે પ્રયોજન સિદ્ધ કરવાનું છે તે અગાધ ગાંભીર્યવાળા તત્ત્વનિષ્ઠ બ્રાહ્મણથી સિદ્ધ થઈ શકે એમ છે.

**જીવન્મુક્તિનાં પંચ પ્રયોજન.**

આપણી આટલી ચર્ચામાં જીવન્મુક્તિનાં મુખ્ય પંચ પ્રયોજનોનું પ્રતિપાદન થઇ ગયું છે. પ્રાપ્તવ્યનો વિચાર કરતાં આત્યંતિકી દુઃખનિવૃત્તિ અને નિરતિશય સ્વરૂપાનંદની પ્રાપ્તિરૂપ બે પ્રયોજન નિર્ણીત થઇ ચૂક્યાં હતાં.

જ્ઞાતવ્યનો વિચાર કરતાં અખંડાકાર બ્રહ્મવૃત્તિના સ્થૈર્યરૂપ જ્ઞાનરક્ષાનું સૂચન થઇ ગયું હતું, અને સર્વ પવિત્રતાના આગારરૂપ જીવન્મુક્તમાં તપઃસિદ્ધિ હોય એમાં તો શંકા જ શી? કર્તવ્યનો વિચાર કરતાં કૃતકૃત્યતાસાથે નૈસર્ગિકી પુણ્ય ક્રિયાઓ શા કારણથી થવી સંભવે છે તેનું પણ પ્રતિપાદન થયું છે—અને જ્યાં કૃતકૃત્યતા પ્રાપ્ત હોય ત્યાં વિસંવાદનો અભાવ હોય એમાં શું આશ્ચર્ય!

જીવન્મુક્તિપદથી લોકહિત સિદ્ધ થતું નથી એવો પૂર્વ પક્ષ.

હવે આ સર્વોત્તમ પારમાર્થિક સહજાવસ્થા અમુક વ્યક્તિ સિદ્ધ કરે તેમાં વ્યાવહારિક લોકહિત સમાયેલું છે કે કેમ એ વિચાર કરવો શેષ રહે છે. આ સ્થિતિ નિવૃત્તિમય હોવાથી પ્રજાનું હિત કરવામાં નિરુપયોગી છે એમ અર્વાચીન પાશ્ચાત્ય નીતિશાસ્ત્રના અનુયાયીઓ આક્ષેપ કરે છે; બીજો દોષ આ સ્થિતિમાં એમ દર્શાવવામાં આવે છે કે સ્વહિતમાત્રની સાધક હોવાથી જીવન્મુક્તિ એક સ્વાર્થસિદ્ધિ છે; ત્રીજું એમ કહેવામાં આવે છે કે આ સ્થિતિ ઘણી દુષ્પ્રાપ છે અને તેથી જીવોને ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિ કરાવવા સમર્થ નથી; ચોથું સર્વ પ્રકારના સ્વાતંત્ર્યની ઉદ્બોધક આ સ્થિતિ દંભાદિ પ્રચ્છન્ન દોષોને આશ્રય આપે છે, અને સામાન્ય વર્ગ તેવા મિથ્યાચારના દાખલાથી કુમાર્ગે દોરાય છે. આ ચાર આક્ષેપો વિના બીજા બલવાન્ આક્ષેપ હાલ થતા હોય એમ આ લેખકના જાણવામાં નથી, તેથી આ ચાર કેવા નિરાલંબન છે તેનો અનુક્રમે વિચાર આપણે કરીશું.

નિવૃત્તિમયતારૂપ પ્રથમ દોષનો પરિહાર.

(૧) પ્રથમ તો જીવન્મુક્તની સ્થિતિ નિવૃત્તિમય હોવાથી લોકહિતની સિદ્ધિ એવા મનુષ્યોથી થતી નથી એમ જે કહેવામાં આવે છે, તેમાં નિવૃત્તિમય જ એ સ્થિતિ છે એવું વેદાન્તશાસ્ત્ર કોઇ જગાએ કહેતું નથી, તેમ છતાં નિતાન્ત નિવૃત્તિમયતા કલ્પી લેવામાં આવે છે. વસ્તુતઃ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ ચિત્તસત્ત્વના ધર્મો છે, અને તે ચિત્તસત્ત્વ સર્વ મુક્ત પુરુષોને એક સરખું પ્રાપ્ત હોતું નથી. સઘળા મુક્ત પુરુષોનું સામ્ય ચરમ વૃત્તિના ઉદયમાં છે, ત્યાર પછી શેષ રહેલા આંતર બાહ્ય ઉપાધિમાં ઘણું વૈષમ્ય હોવું ઘટે છે, કેમકે તે ઉપાધિની ઉત્પત્તિ અને સ્થિતિમાં તે તે પુરુષોનું વર્તમાન જન્મપ્રયોજક પ્રારબ્ધ કારણરૂપ હોય છે. એ પ્રારબ્ધ સર્વને સરખું હોય એ સંભવતું નથી, તેથી મુક્ત પુરુષોના ચિત્તસત્ત્વનો જ્યાં સુધી સરૂપ નાશ થતો નથી ત્યાં સુધી ક્રિયાવિચારના વેગ તેમાં ભિ-

જ ભિન્ન થયાં કરે છે. અત્યંત નિષ્ક્રિય અવસ્થાને પ્રકટ કરનાર પ્રારબ્ધ કોટિ તો કોઇકને જ પ્રાપ્ત હોય છે, અર્થાત્ પ્રકૃતિસ્વભાવથી થતો ક્રિયાવિચારનો વેગ જીવન્મુક્તના અંતઃકરણમાં પણ સંભવે છે, અને તે વેગનો નિરોધ કરવાનું સામર્થ્ય તેને પ્રાપ્ત હોય છે તોપણ તે નિરોધદ્વારા પોતાના કોઈ પ્રયોજનની સિદ્ધિ કરવાની નહિ હોવાથી એ વેગને સ્વતઃ શમવા દે છે, અને તેનો ઉપયોગ માત્ર-જનહિતમાં જ થાય છે. ત્યાં પણ જનહિતને લક્ષમાં રાખી અભિમાનપૂર્વક ક્રિયાવિચાર થતાં નથી, અને થવાં સંભવતાં નથી. આપ્રમાણે પ્રત્યેક જીવન્મુક્તને પોતપોતાનાં પ્રારબ્ધકર્મવશાત્ ક્રિયાવિચારને સિદ્ધ કરાવનાર સામગ્રી પુણ્યવેગવાળી શેષ રહેલી હોવાથી, અને તેના નિરોધમાં ખાસ પ્રયોજન નહિ હોવાથી, તે સામગ્રી કેવલ જનહિતમાં જ વપરાય છે. હવે કોટિમાં એક એવા નિરુપાધિક વેગવાળા જીવન્મુક્તના સંબંધમાં ન્યાયની ખાતર અત્યંત નિષ્ક્રિય છે એમ સ્વીકારીએ તોપણ જનહિતના વિઘાતક તો નથી જ. નીતિની એક પણ સંસ્થા એવી નહિ નીકળે કે જેમાં જનહિતની ન્યૂનતમ પણ હાનિ ન થતી હોય, તો આવી એક અપવાદરૂપ સ્થિતિમાં ન્યૂનતમ પણ હાનિનો અભાવ હોય છે એ બ્રહ્મવિદ્યાના પ્રાપ્તવ્યની ઓછી મહત્તા સૂચવતું નથી. વસ્તુતઃ આત્યંતિકી નિષ્ક્રિયતા જે પૂર્વે ન્યાયની ખાતર સ્વીકારવામાં આવી છે તે સંભવતી જ નથી, કેમકે નિરુપાધિક પ્રારબ્ધવાળા મુક્ત પુરુષોના ચિત્તસત્ત્વમાં સર્વ વિષયાવગાહી એક વિજ્ઞાનની ધારા અખંડિત ચાલ્યાં જ કરે છે. આ ધારા આપણને અપ્રત્યક્ષ હોય છે તોપણ તેના અસ્તિત્વમાં તો શંકા થવી સંભવતી જ નથી, કેમકે એમ થવામાં તો બ્રહ્મજ્ઞાનનો સંભવ જ નથી એમ ફલિત થવાનું. બ્રહ્મજ્ઞાન સંભવે છે તો જ્યાં બ્રહ્મજ્ઞાન છે ત્યાં સર્વ કારણને વિષય કરનારી વૃત્તિનો અખંડિત પ્રવાહ જાગ્રત્ છે એમ અર્થાક્ષિપ્ત થાય છે. જેને બ્રહ્મજ્ઞાનના આવિર્ભાવમાં જ શંકા છે તેને તો જીવન્મુક્તિની સ્થિતિ જનહિતની પ્રયોજક છે કે અપ્રયોજક એ વિચાર નિરવકાશજેવો છે. કેમકે જીવન્મુક્તિ જ તેની દૃષ્ટિમાં સિદ્ધ નથી. માટે જ્યારે એવી અખંડિત વિજ્ઞાનધારા આપણને અપ્રત્યક્ષ, પણ વિદ્વાનને પ્રત્યક્ષ, વહતી સ્વીકારવામાં આવે તો ચિચ્છક્તિનું અવિનાશિત્વ(Indestructibility of psychic force )ના હીમાયતી પાશ્ચાત્ય વિદ્યાના અનુયાયીઓ શું એ વિજ્ઞાનધારા નિષ્ફલ વહ્યા જાય છે એમ સ્વીકારશે ? નહિ જ. અને જ્યારે સફલ સ્વીકારવામાં આવે તો તે ધારાનું

ફલ સર્વ પ્રાણિઓના અંતઃકરણઉપર થવું સંભવે છે એમાં કયો બુદ્ધિમાન્ પુરુષ વિવાદ કરે ? ખરેખર આવા વિદ્વાનોના આંતર વિજ્ઞાનભાનુના અંશુઓથી સર્વ પ્રાણિઓના અંતર્દીપ પોષાય છે, અને સર્વ પ્રાણિઓમાં અનુભવાતા આંતર દેવાસુરસંગ્રામમાં એ વ્યાપનશીલ વિદ્વાનનાં નિર્મલ વૃત્તિરૂપ અંશુઓ શ્રીવિષ્ણુની પેઠે દેવોને અર્થાત્ શુભ વાસનાઓને સાહાય્ય આપે છે. આ ઉપકાર કેટલો છે એ ધિયો યો નઃ પ્રચોદયાત્ એ ગાયત્રીના પરમ રહસ્યને જાણનાર સર્વ વિવેકી પુરુષો સમજી શકે એમ છે. આ ઉપકાર સોપાધિક જીવન્મુક્તની પ્રવૃત્તિના જેવો પ્રત્યક્ષ નથી, તોપણ ઓછા બલવાળો નથી.

સ્વાર્થપરતારૂપ દ્વિતીય દોષનો ઉદ્ધાર.

(૨) હવે જીવન્મુક્તિ સ્વાર્થપરા છે એમ જે કહેવામાં આવે છે, ત્યાં સ્વાર્થ અને પરાર્થના રૂઢ અર્થઉપર અલક્ષ કરવામાં આવે છે. લોકમાં સ્વાર્થ શબ્દથી એમ સમજવામાં આવે છે કે અમુક દેહમાં રહેલો શરીરી પોતાના દેહાવચ્છિન્ન સ્વરૂપઅર્થે અને મમતાના આસ્પદ સ્ત્રીપુત્રાદિના અર્થે જ પ્રવૃત્તિ કરે છે. પરાર્થનો અર્થ એમ થાય છે કે પોતાના દૈહિક તેમ સંબંધી જનો શિવાયના અન્ય પ્રાણીપદાર્થના હિતમાં પ્રવૃત્ત થવું. જીવન્મુક્તની પ્રવૃત્તિ અથવા સ્થિતિ સ્વાર્થપરા છે, અથવા પરાર્થપરા છે એમ કહી શકાય નહિ, કેમકે લોકમાં રૂઢ થયેલું સ્વત્વ તેમ પરત્વ તેની દૃષ્ટિમાંથી નિવૃત્ત થયેલું છે, અર્થાત્ તે પોતાને દેહાવચ્છિન્ન અનુભવતો નથી, તેમ પોતાથી જૂદા એવા પ્રાણીપદાર્થને જાણતો નથી. સર્વાત્મભાવથી પ્રવૃત્ત થનારને સ્વાર્થી ગણવો એમ જો આગ્રહ હોય તો અમારે ઇષ્ટ જ છે, અને એવા સ્વાર્થમાંથી દોષરૂપતા જતી રહે છે, અર્થાત્ એવો સ્વાર્થ તે વસ્તુતઃ પરમાર્થ જ છે.

દુષ્પ્રાપતારૂપ તૃતીયદોષનું ખંડન.

( ૩ ) જીવન્મુક્તિઉપર દુષ્પ્રાપતારૂપ ત્રીજો દોષ મૂકવામાં આવે છે, એ તો આફ્રિકાના હબસીને હાલની આર્યોન્નતિ ( Civilization ) દુષ્પ્રાપ છે માટે એ ઉન્નતિ ખોટી છે એવા નિર્ણયઉપર આવવા જેવું છે. સર્વ બુદ્ધિમાન્ મનુષ્યો સ્વીકાર કરતા આવ્યા છે કે નીતિની, સંસારની, રાજ્યતંત્રની સંસ્થાઓ જેમ ઉંચી તેમ તેની મહત્તા છે. ઉંચામાં ઉંચી સંસ્થા નીચી સંસ્થાઓના વિષયઉપર અતિક્રમણ કરતી નથી અર્થાત્ જે જે સંસ્થાને અનુકૂલ જેનાં જેનાં ચિત્તસત્ત્વ છે તે તે સંસ્થાને તે તે ચિત્તસત્ત્વ મેળવવા ઉદ્યમ કરે છે અને કરશે જ. એમાં સર્વોત્તમ સંસ્થા પ્રતિબંધક કદાપિ નીવડતી નથી.

**तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत्**—એ ન્યાયે જેનાં અંતઃકરણ ઉચ્ચ આદર્શને (Ideal) સ્પર્શ કરવાની યોગ્યતાવાળાં થયાં નથી તેને ઉચ્ચ ભૂમિકાઉપર બેઠેલા તત્ત્વવિદ્ પુરુષો ખલેલ પહોંચાડતા નથી, પણ તેમની પ્રાપ્ત કક્ષામાં સ્થિત થવા દેઇ તેનાથી ઉચ્ચ કક્ષાનું ક્રમશઃ ભાન કરાવે છે.

પ્રચ્છન્ન દોષને આશ્રયઆપવારૂપ ચોથા દોષનું ઉન્મૂલન.

( ૪ ) જીવન્મુક્તિ દંભાદિ પ્રચ્છન્ન દોષોને આશ્રય આપે છે માટે પ્રાપ્તવ્ય નથી એમ કહેવું તે ઘરમાં માંકણ બહુ થયા છે માટે ઘર બાળી દેવું એવી સલાહ આપવાજેવું છે. માંકણ થવા એ ઘરનો દોષ નથી, પણ ઘરના રહેનારની અપવિત્રતાનું પરિણામ છે, તેમ જીવન્મુક્તિનો દંભ કરી યથેષ્ટાચરણ કરનાર મનુષ્યો જણાય તેમાં જીવન્મુક્તિનો દોષ નથી, પણ એ દોષ તો અજ્ઞાની જીવોનો છે, જેઓ નિર્દાંભિક લક્ષણને ઓળખી શકતા નથી. એવા દંભી મહાત્મારૂપ માંકણને તો બ્રહ્મવિદ્યાના મંદિરમાંથી વાળી ઝુડી સાફ કરવા, અર્થાત્ તેમને દ્રવ્ય, અન્નનો આશ્રય નહિ આપવો, અને સંસારરૂપ કારાગૃહમાં સખત મહેનત કરતાં શીખવવા. એવા મિથ્યાચારોને આશ્રય નહિ આપે એવી સમજણ આપણી પ્રજામાં જ્યારે પ્રકટ થશે ત્યારે સામાન્ય વર્ગ તેમના દાખલાથી કુમાર્ગ દોરાશે નહિ.

ઉપસંહાર.

આપ્રમાણે આપણે આ લઘુ વિષયમાં વિદ્યા અવિદ્યાના ભેદ, વિદ્યાનું સ્વરૂપ, તેનો વિષય, તથા તેનું પ્રયોજન નિરૂપિત કરી તેના ફલભૂત સ્વરૂપાવસ્થિતિરૂપ જીવન્મુક્તિની સિદ્ધિ અને ઉત્કૃષ્ટતાનું પ્રતિપાદન કર્યું: આ સ્થિતિને લક્ષમાં રાખી આપણે આપણા જીવનવ્યવહારને નિયંત્રિત કરવો ઘટે છે, અને અવિદ્યાસૂત્રસૂચિત વિષયોના અથવા આત્મવ્યતિરિક્ત દેવના પશુતુલ્ય દાસ થવા કરતાં નિખિલ ચેતન-અચેતન પ્રપંચના અવભાસક પરમાત્મવસ્તુસાથે, તદભિન્ન સદ્ગુરુશ્રીથી યોજાયેલી ક્રિયા–વિચારાદિની યુક્તિઓના સમ્યક્ આશ્રયથી, અભેદ ભાવને અનુભવી સ્વતંત્ર બ્રાહ્મી સ્થિતિને અભિવ્યક્ત કરી આપણા જીવન તથા પરસ્પરના સંબંધને ચરિતાર્થ કરવા યોગ્ય છે. અંતમાં આપણા હેયોપાદેય, શૂન્ય, અત્યંત નિર્મલ આત્મસ્વરૂપની લક્ષણા વૃત્તિમાં સદા આરૂઢ રહે એવા હેતુથી, એક વિદ્વાન્‌ના સ્વાનુભવપ્રકાશક શ્લોકો ઉચ્ચારી આ વિષયનો ઉપસંહાર કરીએ છીએ:—

दृशिस्वरूपं गगनोपमं परं सकृद्विभातं त्वजमेकमक्षरम् ।
अलेपकं सर्वगतं यदद्वयम् तदेवचाहं सततं विमुक्त ॐ ॥
दृशिस्तु शुद्धोऽहमविक्रियात्मको नमेऽस्ति कश्चिद्विषयः
स्वभावतः ।
पुरस्तिरश्चोर्ध्वमधश्च सर्वतः संपूर्णभूमात्वज आत्मनि स्थितः॥
सदा च भूतेषु समोहमीश्वरः क्षराक्षराभ्यां परमो ह्यथोत्तमः ।
परात्मतत्त्वश्च तथाद्वयोऽपिसन् विपर्ययेणाभिमतस्त्वविद्यया॥
यदद्वयं ज्ञानमतीव निर्मलम् महात्मनां तत्र न शोकमोहता ।
तयोरभावे नहि कर्म जन्म वा भवेदयं वेदविदां विनिश्चयः॥
सुषुप्तवज्जाग्रति यो न पश्यति द्वयं तु पश्यन्नपि चाद्वयत्वतः ।
तथा च कुर्वन्नपि निष्क्रियश्चयः स आत्मविन्नान्य इतीह निश्चयः॥
इतीदमुक्तं परमार्थदर्शनम् मयाहि वेदांतविनिश्चितं परम् ।
विमुच्यतेऽस्मिन् यदि निश्चितो भवेन्न लिप्यते व्योम इवेह
कर्मभिः ॥

**ભાવાર્થ:**—સદા સ્ફૂર્તિવાળું, દૃશિરૂપ, આકાશના જેવું, જન્મવિનાનું, વિનાશવિનાનું, પ્રપંચના લેપવિનાનું, સર્વવ્યાપક, અદ્વિતીય પરમતત્ત્વ છે તે નિઃસંશય હું જ છું અર્થાત્ પૂર્ણવસ્તુરૂપ હું છું, હું જ્ઞાનસ્વરૂપ છું, અને તેથી વસ્તુતઃ નિર્મલ છું, વળી હું અવિક્રિય છું, સ્વભાવથી જ વિષયના સંબંધવિનાનો છું, આગળ, પાછળ, ઉપર તથા નીચે એમ સર્વ બાજુએ પૂર્ણ મહત્તાવાળો અજન્મા સ્વરૂપનિષ્ઠ જ છું. સર્વ ભૂતપ્રાણીમાં સમાનપણે વ્યાપી રહેલા અંતર્યામી ઈશ્વરરૂપ હું છું, વિનાશ ધર્મવાળા કાર્યવર્ગરૂપ ક્ષર વસ્તુથી તેમ અવિનાશિ માયાશબલિત ચિદ્વસ્તુ અર્થાત્ અક્ષરથી પણ પર છું, અને તેથી જ પુરુષોત્તમ સંજ્ઞાવાળો છું; પારકા ગણાતા દેહીઓના આત્મારૂપ હું છું, તથા અદ્વિતીય છું. વસ્તુસ્થિતિ આ પ્રકારની છતાં અવિદ્યાવડે ઉલટા સ્વભાવવાળો ગ્રહણ થાઉં છું. અત્યંત નિર્મલ આવું અદ્વિતીય બ્રહ્માત્મજ્ઞાન જે મહાત્માઓમાં હોય ત્યાં શોક મોહ હોતા નથી, અને તેમના અભાવે કર્મ તથા જન્મ સંભવતો નથી એવો વેદના રહસ્યને જાણનારનો દૃઢ નિશ્ચય છે. જાગ્રત્ અવસ્થામાં છતાં, દ્વૈતપ્રપંચને જોતા છતાં, જે સુષુપ્ત મનુષ્યની પેઠે અદ્વિતીય હોવાથી વસ્તુતઃ જોતો નથી, તથા ક્રિયા કરતાં છતાં જે વસ્તુતઃ કંઈ કરતો નથી તે જ આત્મવિત્ છે, અન્ય નહિ, એવો આ બ્રહ્મવિદ્યાનો સિદ્ધાન્ત છે. આ પ્રમાણે આ સર્વોત્કૃષ્ટ પરમાર્થદર્શન વેદાન્તમાં જેવું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તેવું આ-

લેખવામાં આવ્યું છે; એમાં જે કોઇ સ્થિર થાય તે કૈવલ્યને અનુભવે અને આકાશની પેઠે કર્મથી લેપાય નહિ. इति शिवम् ।

न० दे०



॥ ॐ श्रीं ॥

# एकान्तवास अने ब्रह्मविचार.

**नमस्ते श्रीनृसिंहाय हृदयैकान्तवासिने ।**
**भक्तवर्गापवर्गाय लीलाविग्रहधारिणे ॥**

[ હૃદયરૂપ એકાન્ત પ્રદેશમાં નિવાસ કરનાર, અને ભક્તવૃંદના તારણાર્થે લીલાતનુ ધારણ કરનાર **શ્રીનૃસિંહસદ્‌ગુરુને** પ્રણામ :]

---

**'एकान्ते सुखमास्यतां परतरे चेतः समाधीयतां**
**पूर्णात्मा सुसमीक्ष्यतां जगदिदं तद्बाधितं दृश्यताम् ।' श्रीशंकरः।**

[ એકાંતમાં સુખાસનપૂર્વક પરબ્રહ્મમાં ચિત્તનું સમાધાન કરવું; પૂર્ણ આત્માનો યથાર્થ અનુભવ કરવો, અને તેવડે જગતનો બાધ થયલો જોવો. **શ્રીશંકરભગવાન્.** ]

'What though our burden be not light?
We need not toil from morn to night?
The respite of the mid-day hour
Is in the thankful creature's power.'

Wordsworth.

( આપણો વ્યવહારભાર કષ્ટદ હોય તોપણ શું ? પ્રાતઃકાલથી રાત્રિપર્યન્ત વ્યાવહારિક શ્રમ કર્યા કરવા આપણે બંધાયલા નથી; મધ્યાહ્નના એક કલાકની વિશ્રાન્તિ લઇ તેને ઈશ્વરાર્પણ કરવી એ આભારી પ્રાણીની સત્તામાં છે. **એક ઇંગ્રેજી કવિ.** )

---

કૃત, ત્રેતા અને દ્વાપર—એ ત્રિયુગકાલીન પુરુષોનાં, તેમના તનુસામર્થ્યનાં, મનોબળનાં, સદ્‌ગુણસંપત્તિનાં, પરાક્રમપ્રકર્ષનાં, તથા વિભવની અદ્ભુતતાનાં વર્ણન જેમણે પુરાણાદિ ગ્રંથોથી શ્રવણ કર્યાં છે તેમાંના ઘણાને અથવા કેટલાકને તે વર્ણનોમાં અનાસ્થાનો આવિર્ભાવ થતો એ જીવસ્વભાવને અનુગત છે. સત્ય પ્રમાનાં પ્રતિબંધક જે કારણો મનાય છે તેમાં સામયિક અતિદૂરત્વ એક કારણ છે. એ ત્રણ જમાનાની વાત આપણે સ્વકીય અનુભવથી જાણીએ છીએ.

તે પૂર્વેની વાત આપણે પ્રાયશઃ આપણાં માતાપિતા અથવા ઇતર આપ્ત વૃદ્ધ જનોના પ્રામાણ્યથી સ્વીકારીએ છીએ. તે પૂર્વેના પ્રસંગોના સત્યાસત્યત્વનો ઇતિહાસાદિ ઉપલબ્ધ ગ્રંથોથી આપણે નિર્ણય કરીએ છીએ. અતિપુરાતન પ્રસંગોવિષે તો પ્રમાણના આપ્તત્વવિષે જ સામાન્ય જીવની વૃત્તિ સાશંક રહે છે. તેમાં આપણી વૃત્તિ, આપણા અભિપ્રાય, આપણા સિદ્ધાન્ત, તથા આપણી રુચિને જે પ્રસંગ અનુકૂલ હોય છે તેમાં આપણને વિશેષ શ્રદ્ધેયત્વનું ભાન થાય છે, અને જેની વૃત્તિઆદિને તે પ્રતિકૂલ લાગે છે તે તે વિષે વિપરીત અનુમાન બાંધે છે. અર્થાત્ પરિચ્છિન્ન કાલને ગ્રહણ કરવાના સ્વભાવવાળી જીવવૃત્તિથી સામયિક અતિદૂરત્વ સત્ય શોધનમાં વ્યવધાનરૂપે અનુભવાય છે.

અમુક જીવનો વ્યતીત હજારમો જન્મ શેનો હતો તે સંબંધે તેને આપેલું જ્ઞાન કદાપિ તેના મનને રંજન કરનાર અથવા વૃત્તિમાં ખેદ વા પશ્ચાત્તાપની લાગણી ઉપજાવનાર નીવડે. પરંતુ તેના પ્રાપ્ત અનુભવની મર્યાદાસાથે નિકટ સંબંધ ન રાખનાર તે અતિદૂર જન્મગત પ્રસંગ તેના હૃદયમાં સ્થાયી સંસ્કાર પાડવા સમર્થ થતો નથી. આથી વ્યતીત વ્યતિકરોવિષે જીવનો તટસ્થીભાવ અથવા તો તેની મહત્તામાં ગૌણતાનું ભાન—એ સમીપદર્શનશીલ જીવના સ્વભાવને સદૃશ છે, અને એક પ્રકારના ભૂતપ્રતિબંધના નિવારણમાં સહાયભૂત હોવાથી એક પક્ષે તેટલે અંશે પ્રશસ્ય છે.

તેજ પ્રમાણે " આગામી પચાશમા જન્મમાં મારી શી ગતિ થશે ?" એ પ્રકારની જિજ્ઞાસા જીવને થતી જોવામાં આવતી નથી, કારણ કે તે જન્મને અને જીવની વર્તમાન દશાને નિકટ સંબંધ નથી. પરંતુ " અમુક સંપત્તિ વા વિપત્તિ, સુખ વા દુઃખ, હર્ષ વા શોક, પ્રસન્નતા વા પરિતાપ હું કઈ પ્રાક્તન સુકૃતિ વા દુષ્કૃતિના ફલરૂપે ભોગવું છું, તથા આ દેહપતનોત્તર મારી શી ગતિ થશે ?" એસંબંધિની સર્વ આસ્તિક ધર્મશીલ જનને અન્વેષણા, ચિન્તા, તથા જિજ્ઞાસા રહે છે, જે, ધર્મરૂપ વૃક્ષના મૂલમાં જલસેકરૂપ છે, અધર્મથી વૃત્તિને ત્રાસ પમાડનાર કારણરૂપ છે, અને જીવના મુક્તિમંદિરપ્રતિ પ્રવાસમાં વાહનરૂપ છે.

તો આપણે આધુનિક જીવદશા સંબંધી અને આપણને પ્રાપ્ત આવરણોવિષે વિચાર કરીએ, અને તે દ્વારા હિતાવહ શિક્ષણ ગ્રહણ કરીએ. અમર્યાદ કાલના જે સમર્યાદ પ્રતીત થતા અવયવમાં આપણી સ્થિતિ છે તેને પૂર્વ પુરુષોએ કલિકાલ કહી તેના સ્વરૂપા-

દિનું વર્ણન કર્યું છે. એ સ્વરૂપ કાંતો કોઇ સર્વજ્ઞ પુરુષોત્તમના ત્રિકાલદર્શિત્વના સમુદ્રમાં એક તરંગ હોય, અથવા તો કોઇ તર્કનિપુણાત પુરુષવરના પ્રબલ અનુમાનરૂપ હોય—એ ઉભયમાંથી એકતર હોય, અથવા તો એ ઉભયથી વિલક્ષણ હોય—તો પણ આપણને પ્રાપ્ત આવરણો સાથે તેને સરખાવતાં વિવેકી પુરુષોને તેમાં ન્યૂનાધિક શ્રદ્ધા થયાવિના રહે એમ નથી.

જે સમયમાં જનસંખ્યા સ્વલ્પ અને બુદ્ધિમાન્ હોય છે અને નિર્વાહસાધન પુષ્કલ હોય છે તે સમયવર્તી જનો પોતાની દેહયાત્રા સુલભતાપૂર્વક સાધી શકે છે, એટલું જ નહિ પણ તેમની અને તેમના ઇષ્ટ ભોગોની વચ્ચે ન્યૂન વ્યવધાન રહે છે. આમ હોવાથી તેઓને પ્રતિદિન ન્યૂન વ્યક્તિઓના સંબંધમાં આવવું પડે છે, સંબંધની ન્યૂનતાને લીધે સંસ્કાર ઓછા ગાઢ પડે છે, સંસ્કારની વિરલતાને લીધે હૃદયભૂમિ સાવકાશ અને રસાર્દ્ર રહે છે, સાવકાશતાને લીધે ઇતર ઉપાદેય સંસ્કારોને સ્થાન મળી શકે છે, અને રસાર્દ્રતાને લીધે તે સંસ્કારબીજકો ઉત્તમ ફલગ્રાહી વૃક્ષોરૂપે કાલાંતરે પરિણામ પામે છે. પ્રાપ્ત સ્થિતિમાં સંતોષ માનવાનું જેમને કારણ છે એવા તે જનોમાં લોભવૃત્તિનો ઉદય સહસા થતો નથી. ધર્મપ્રતિ રુચિ પ્રકટે છે. પુરુષનાં અંતર્ બહિર્ સામર્થ્યનો નિર્ણય તેના સહવાસથી સહેલાઇથી અને યથાર્થપણે થઇ શકતો હોવાથી દંભ અને કાપટ્ય—એ બે દોષપિશાચો પોષાતા નથી. પુરુષોને પોતપોતાના અધિકારપ્રમાણે સંમાન વા સ્તુતિ મળે છે. શૌચાદિ સારી રીતે પાળી શકાય છે. અધિક નિવૃત્તિના સદ્ભાવે પુરુષો પોતાની પ્રાપ્તવ્ય વિદ્યા તથા શાસ્ત્રમાં પારંગત અને તલસ્પર્શી થાય છે. ન્યૂન વિષયના સંપર્કવાળી ઇન્દ્રિયોનું **દમન** ન્યૂન આયાસથી થાય છે. જેમની પાસે ઇષ્ટ પદાર્થો આવશ્યકતા કરતાં અધિક હોય છે તેમનાં અંતરમાં, જેમને કારણવશાત્ ઇષ્ટ પદાર્થપ્રાપ્તિ થતી નથી તેવા જન ઉપર સ્વાભાવિક **દયા** ઉત્પન્ન થાય છે, અને દયા ઉત્પન્ન થવાથી **દાનનો** પ્રવાહ વૃત્તિસંકોચરૂપ સ્ખલનથી રહિતપણે વહે છે. સ્વલ્પમાં કહીએ તો, દમ, દયા, અને દાન—એ ઉત્તમ સાધનત્રિપુટી અંતઃકરણમાં સહજ સિદ્ધ થઇ શકે છે.

પરંતુ, જે સમયમાં ભૂનિવાસી જનમંડલની સંખ્યામાં પ્રતિવર્ષ મ્હોટો વધારો થાય છે, તેમનાં નિર્વાહનાં સાધન કષ્ટસાધ્ય થતાં જાય છે, અને બુદ્ધિબલમાં વધારો જોવામાં આવતો નથી તેવા સમયમાં જીવોની સ્થિતિ ઉપર કહેલી સ્થિતિથી ઘણે અંશે વિપરીત

હોય છે. એવા સમયમાં ઉદરભરણનું અગ્ર્ય સાધન જે ભૂમિ તેના ફલદાયિત્વમાં વધારો ન થતાં ઉલટી તે નિર્વીર્ય થતી જાય છે. દ્રવ્ય, યશ, સત્તા, સ્ત્રીઆદિ વિષયોનું સુખ મેળવવા સર્વ જીવોને ઉત્કંઠા રહે છે, અને તે સુખ અલ્પતર આયાસથી અને અલ્પતમ સમયમાં મળે એવી ઇચ્છા પણ જીવહૃદયમાં અનુસ્યૂત રહે છે. પરંતુ ધર્મ અને ન્યાયથી એ વિષયો પ્રાપ્ત કરતાં વિશેષ પ્રયત્ન કરવો પડે છે અને સમય પણ પ્રમાણમાં અધિક જાય છે, તેથી ધર્મ અને ન્યાયની વૃત્તિ શિથિલ થતી જાય છે; અધર્મ, અન્યાય અને લોભની વૃત્તિઓ જાગ્રત્ થાય છે. ઐહિક સુખમાં સંલગ્ન રહેલી પ્રજાને અગ્નિહોત્રાદિ પારલૌકિક સુખનાં સાધન સજ્જ કરવા વૃત્તિ તેમ જ નિવૃત્તિ હોતી નથી તો નિષ્કામ કર્મના અનુષ્ઠાન માટે ક્યાંથી હોય ? પિતાપુત્રની, માતાપુત્રની, પતિપત્નીની, ભ્રાતૃભગિનીની, રાજાપ્રજાની, મિત્રમિત્રની, એઆદિ સમાજની પ્રતિષ્ઠામાં હેતુભૂત સંબંધગ્રંથિઓ સ્વાર્થબુદ્ધિના પ્રાધાન્યથી શિથિલ થાય છે. આંતર તથા બાહ્ય યોગ્યતાથી રહિત પુરુષો, જે કાલમાં દંભાદિ યુકિતવડે મહાપુરુષનો ધ્વજ ઉડાડવારૂપ પોતાનો ઇષ્ટાર્થ સરલતાથી સાધી શકે છે તેવા સમયમાં, જીવગત નૈસર્ગિક અભિમાનવડે, સંમાન, પૂજા, શુશ્રૂષા આદિ દુષ્કર વિધિથી ગ્રથિત ગુરુશિષ્યસંબંધમાં શૈથિલ્ય પ્રાપ્ત થાય એ સ્વાભાવિક છે. આજીવિકા કષ્ટપ્રાપ્ય હોવાથી અપ્રતિગ્રહવ્રતનો ક્ષણે ક્ષણે ભંગ થાય છે. વિચાર, વાણી, અને વર્તનની એકરૂપતાના અભાવે ઇષ્ટ સંકલ્પની સિદ્ધિ ન થવાથી શાપ જાતે જ શપાઇ જાય છે. સ્થિતિહીન અને રાગબદ્ધ પણ શબ્દવાર્તામાં કુશલ જીવોને બ્રહ્મનિષ્ઠા સૂચવનાર વેદાન્તવાક્યો સ્વસંબંધે પ્રયોજવાની અનુકૂલતા મળે છે. શરીરબલ ન્યૂન થાય છે, તથા વ્યાધિબલ અધિક થાય છે. અને ઉદરકથામાં અહોરાત્ર પ્રોવાયલું અંતઃકરણ શાસ્ત્રાદિના અધ્યયનથી પ્રાયશઃ વિમુખ રહે છે.

ઉપર વર્ણવેલાં મુખ્ય લક્ષણો આધુનિક સમયમાં સર્વને ઇતરતતઃ દૃષ્ટિગોચર થાય છે. જે સમયમાં એવાં લક્ષણ પ્રતીત થાય તેને પૂર્વ પુરુષોએ "કલિકાલ" એવી સંજ્ઞા આપી છે, જેમાં સુખ કરતાં દુઃખના અંશ બહુ વધારે હોય છે.

આ ઉપોદ્ઘાતનું તાત્પર્ય એ છે કે, બહુલ પ્રવૃત્તિ, પ્રચુર વિષયો, ચિત્તભૂમિમાં રાજસ તામસ સંસ્કારોનો અને દુર્વિકારોનો સંબાધ, સ્વાર્થપરાયણતા, નિવૃત્તિની ન્યૂનતા, નિર્વિષય સુખનાં સાધનો ઉપર અરુચિ અને તેને અનુષ્ઠાન કરવા યોગ્ય અવકાશનો અભાવ, સાત્ત્વિક સંસ્કા-

રોની અતિગૌણતા, પરાર્થ અને પરોપકારની સ્વાર્થમાં ગલિતતા—એઆદિ આવરણોવચ્ચે સાધકોની કલિકાલમાં અવસ્થિતિ છે.

જેમ શત્રુની સંખ્યા તથા બલ અધિક તેમ ભય તથા ચિન્તા પણ અધિક રહેવાં ઘટે છે. આથી દુઃસંસ્કાર, દુર્વાસના તથા દુર્વિકાર જે જીવનું નિઃશ્રેયસરૂપ સર્વસ્વ હરી લેનાર મ્હોટામાં મ્હોટા અંતર્શત્રુઓ છે તેમની સામે વિશેષ સાવધાનતા રાખવી એ સર્વ વિવેકી પુરુષોનું કર્તવ્ય અને મુમુક્ષુના પરમ ધર્મરૂપ છે.

ઘણા લોકો એમ કહે છે કે " અમારે પ્રવૃત્તિરૂપ વ્યવહાર વિશેષ હોવાથી નિવૃત્તિરૂપ પરમાર્થ માટે અવકાશ અને અનુકૂલતા રહેતાં નથી." પણ એમ વદનાર સર્વ મનુષ્યોના અભિપ્રાય કેવલ ભ્રાન્તિરૂપ છે. કોઈ વિદ્યાર્થી એમ કહે કે " મારા અધ્યયનનો વિષય એટલો વિસ્તીર્ણ છે કે પૂર્વાપર સંબંધ અવલોકવાનો પણ અવકાશ રહેતો નથી" તો આપણને તેની બુદ્ધિવિષે કેવો વિચાર આવશે? પૂર્વાપર સંબંધના ગ્રહણવિનાનું વાચન શું અધ્યયન કહી શકાય? વળી કોઇ ક્ષત્રિય રાજા એમ કહે કે " મારે એટલા બધા શત્રુ છે અને તત્સંબંધી ચિન્તાથી હું એટલો બધો ગ્રસ્ત રહું છું કે તેમની સામે મારી સેના અને મારાં શસ્ત્રો સર્જ્જ કરવાનો પણ મને અવકાશ રહેતો નથી" તો આપણે તે ક્ષત્રિય પૃથિવીપતિના દક્ષત્વ વિષે કેવો અભિપ્રાય બાંધીશું? સેના તથા શસ્ત્ર સર્જ્જ કર્યા વિના રિપુબલસંબંધે ચિન્તાકુલ રહેવું એ શું ધરણિપતિનો ધર્મ છે? તે જ પ્રમાણે કોઈ વ્યાપારી એમ કહે કે " મારો વ્યાપાર એટલો બહોળો છે કે હીસાબ લખવાની પણ મને નિવૃત્તિ મળતી નથી " તો તે વ્યાપારીની વ્યાપાર કરવાની બુદ્ધિવિષે આપણે કેવા પ્રકારનું મત આપીશું? હીસાબની વ્યવસ્થા વિનાનો વ્યાપાર શું વૈશ્યની કુશલતા સૂચવે છે? વળી કોઇ સેવક એમ કહે કે " મારો સેવાવિધિ એટલો કઠિન છે કે તેને લીધે હું રાત્રે સ્વસ્થપણે નિદ્રા પણ લઇ શકતો નથી " તો આપણે તેને કેવા પ્રકારના મનુષ્યમાં ગણીશું? સેવામાત્રમાં આદ્ય સાધનરૂપ શરીરની સ્વસ્થતાને ગૌણ માનનાર સેવક શું યથાર્થ રીતે પોતાનો સેવાધર્મ પાળી શકશે? તે જ પ્રમાણે નિર્વિષય પરમાત્મતત્ત્વ જેના પ્રેમનો વિષય છે અને નિર્વિષય આનંદ જેને પ્રાપ્તવ્ય છે તે સાધક એમ કહે કે " વ્યવહારભારને લીધે પરમાર્થ સાધવા યોગ્ય નિવૃત્તિ વા અવકાશ મને રહેતો નથી" તો તે પુરુષને પોતાના સાધકધર્મથી ભ્રષ્ટ થયલો આપણે નહિ ગણીએ? આથી સિદ્ધ થાય છે કે દુઃસંસ્કાર, દુર્વાસના અને દુ-

ત્કાર—એ પ્રબલ શત્રુત્રયીનો પરાજય કરવા અર્થે સાધકે સર્વ અવસ્થામાં સાવધાન અને ઉદ્યત રહેવું જોઇએ.

**"એકાન્તવાસ અને બ્રહ્મવિચાર"** ઉક્ત ત્રણ શત્રુને પરાભવ પમાડનાર ઉત્તમ સાધનરૂપ છે. ત્યાં પરમાર્થસંબંધે એકાન્તવાસનો વાસ્તવ અર્થ એ થાય છે કે 'હૃદયાકાશરૂપ એકાન્તપ્રદેશમાં વૃત્તિસમૂહને સંલગ્ન રાખનાર કોઇ પણ સાધન.' આ પ્રકારે એકાન્તવાસનો વિસ્તૃત અર્થ લેવાથી તેમાં પરમાર્થનાં સાધનમાત્રનો સમાવેશ થઇ જાય છે. 'નિર્જન પ્રદેશમાં સ્થિતિ' એવો પણ એકાન્તવાસનો ગૌણ અર્થ થાય છે તે અયોગ્ય નથી, [ વિશ્વમાં જડચેતનના સમુદાયવિનાનું કોઇ પણ સ્થાન ન હોવાથી વસ્તુતઃ કોઇ પણ પ્રદેશ એકાન્ત કહી શકાય નહિ ] કારણ કે જનસમુદાયનો અભાવ એ પણ, સજાતીય સંસ્કારને ગ્રહણ કરવાના સ્વભાવવાળા અંતઃકરણને નિઃસંસ્કાર કરવામાં એક ઉપાયરૂપ છે. હૃદયાકાશરૂપ એકાન્ત પ્રદેશમાં વૃત્તિસમૂહને સ્થિત થવામાં પ્રતિબંધક કારણ "ઉપાધિ" સંજ્ઞાથી ઓળખાય છે. એ એકાન્ત અને ઉપાધિના અંતર્ બહિર્ પરસ્પર યોગાયોગથી નીચેની ચાર અવસ્થા પ્રાપ્ત થાય છેઃ—

**( ૧ ) અંતર્ ઉપાધિ અને બહિર્ ઉપાધિઃ**—જેમને અપરા વિદ્યા વિના બીજું જ્ઞાતવ્ય હોતું નથી, જેમની દૃષ્ટિમાં વિષયસુખવિના બીજું પ્રાપ્તવ્ય નથી, અને તે સુખ મેળવવાનાં સાધનોવિના બીજું કર્તવ્ય નથી એવા પામર પ્રાણીઓનાં અંતઃકરણ મલદોષથી ભરપૂર રહે છે. જેમની લક્ષણા નિરુપાધિક સ્થિતિપ્રતિ પહોંચી શકતી નથી એવા તે પુરુષો ઉપાધિરૂપ જગતમાં મિથ્યા તૃપ્તિનું ભાન કરે છે. વિષયોનાં દર્શન, કથા, વાર્તા, ભોગઆદિથી તેમના હૃદયપ્રદેશમાં દુર્વિકારભારનો વધારો થતો જાય છે એવા વિષયકીટને એકાન્તવાસ અને બ્રહ્મવિચારના મહિમાનું ભાન શી રીતે હોય, અને તે ઉપર રુચિ તો હોય જ ક્યાંથી ? આવા પામર પ્રાણીઓનું આધિક્ય આ સમયમાં જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થાય છે. અને તેમનો અધિક સંપર્ક સાધકે સર્વથા ત્યક્તવ્ય છે.

**( ૨ ) અંતર્ અધિક ઉપાધિ, ન્યૂન એકાન્ત; અને બહિર્ એકાન્તઃ**—સત્સંસ્કાર, સત્સમાગમઆદિ કારણોથી વિષયોમાં જેમને દોષદર્શન થયું છે એવા પુરુષો પોતાના દુર્વિકારમય દુઃખદ અંતઃકરણનું સુખદ સ્વરૂપાન્તર કરવાના અભિલાષવાળા હોવાથી તદર્થ પ્રયત્ન આદરે છે. અપ્રીતિપાત્ર થયલા વિષયોનું બાહુલ્ય જે

સ્થાનમાં હોય છે તે સ્થાન પણ તેમને અરુચિપાત્ર થાય છે, અને તેમને ત્યાગબુદ્ધિનો આવિર્ભાવ થાય છે. અંતઃકરણને વિકારી કરે એવા વિષયી પુરુષોનો તથા મોહક વિષયોનો જે સ્થલે સદ્ભાવ હોતો નથી, પરતુ જે સ્થલે પવિત્ર પુરુષોના પુણ્ય સમાગમનો અનુપમ લાભ હોય છે, અથવા તેમના માહાત્મ્યનું પુણ્ય સ્મરણ અંતઃકરણમાં આરૂઢ રહેવાનો સંભવ હોય છે, તથા વિશ્વના આવિર્ભાવ, નિર્વાહ અને સંહારમાં હેતુભૂત અકલ ઈશસત્તાનું ભાન કરાવનાર નદી, સમુદ્ર, પર્વત, ગુફા આદિનો સંનિવેશ હોય છે એવાં સ્થલોનું અલ્પસમય પણ સેવન આવા વિષયવિમુખ પુરુષોને અત્યંત હિતકારી છે, પણ જેમ સાધનસંપન્ન શત્રુને ઘેરી લેવામાત્રથી તેનો પરાજય થતો નથી પરંતુ તેની સાથે યુદ્ધ કરવાની આવશ્યક્તા રહે છે, તે પ્રમાણે વિષયદોષદર્શન થતાં જ વિષયનો પરાભવ થતો નથી, માત્ર એટલું થાય છે કે વિશેષ નવીન સંસ્કારો અંતઃકરણમાં પડતા નથી; અર્થાત્ પૂર્વાનુભૂત વિષયોના સંસ્કારોનો લય કરી અંતઃકરણરૂપ રણભૂમિમાં તેમનો પરાજય કરવો અવશેષ રહે છે. આથી બાહ્ય એકાન્ત છતાં સંતોષપ્રદ અંતર્ એકાન્ત થતું નથી, પરંતુ વિક્ષેપશક્તિ અંતઃકરણને આકુલ કરી ઉપાધિનું ભાન કરાવે છે. અભ્યાસ અને વૈરાગ્ય—એ બે સહાયકોથી વિક્ષેપશક્તિનો જય કરવા સાધક સમર્થ થાય છે, તેથી એકાન્ત સેવનકાલે પણ આંતર ઉપાધિથી વ્યાકુલ થયલા આરંભક સાધકે એકાન્તસેવનને નિરર્થક ગણી તેનો ત્યાગ ન કરતાં વિશેષ આગ્રહથી તે સાધનનો નિર્વાહ કરવો જોઇએ, અને વિરાગબીજને યોગ્ય ઉપાયથી પોષણ આપવું જોઇએ.

**(૩) અંતર્ એકાન્ત અને બહિર્ એકાન્ત:**—અભ્યાસ અને વૈરાગ્યની સહાયતાથી વિક્ષેપશક્તિ શિથિલ થઈ વિરમે છે, અંતઃકરણના વ્યાપારો શાંત થાય છે, સંસ્કારોનો વેગ શમે છે, નિર્વિષય આનંદના આસ્વાદનથી પરમ તૃપ્તિનો અનુભવ થાય છે, અને અંતઃકરણપ્રદેશમાંથી અનાત્મ અંશરૂપ મલની નિવૃત્તિ થવાથી નિરતિશય નૈર્મલ્ય સર્વત્ર પ્રસરી રહે છે. આ સ્થિતિની પ્રાપ્તિ થવી એ સાધકદશાનો અવધિ છે, અને તેનો અખંડિત અનુભવ રહેવો એ સિદ્ધ દશાનો ભોગ છે.

**(૪) અંતર્ એકાન્ત અને બહિર્ ઉપાધિઃ**—ઉપર વર્ણેલી સિદ્ધ દશાને પ્રાપ્ત મહાપુરુષોને શેષ જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય કે કર્તવ્ય રહેતું નથી; વિધિનિષેધ, ગ્રહણત્યાગ—એઆદિ દ્વંદ્વો પણ તે નિર્દ્વંદ્વ વિરાગયુક્ત મહાત્મા આગળ નિરર્થક છે. એવા મહાશયો બાહ્ય

ઉપાધિથી વેષ્ટિત હોય તોપણ અવિકારી પદથી તેમનો વિનિપાત થતો નથી, અને વિષયના સંપર્કથી રહિત તેમના શુદ્ધ આનંદમાં ભંગ થતો નથી. **उपाधिस्थोऽपि तद्धर्मैर्न लिप्तो व्योमवन्मुनिः** ઉપાધિમાં રહ્યા છતાં, આકાશની પેઠે, મહાત્માઓ તેના ધર્મથી અલિપ્ત રહે છે. આ અવસ્થા ગૌરવપરત્વે સર્વથી ઉત્તમ છે, પણ તે સાથે સર્વથી અંતિમ પણ છે એ સ્મરણમાં રાખવાનું છે.

આ ચાર અવસ્થામાં આરંભક સાધકને ઉપયોગી-અર્થાત્ આરંભક સાધકો જેના અધિકારી છે એવી દશા તો ઉપર કહેલી 'અંતર્ અધિક ઉપાધિ, ન્યૂન એકાન્ત; અને બહિર્ એકાન્ત' નામની દ્વિતીય દશા જ છે. એ અવસ્થાનો અભ્યાસ અને વૈરાગ્યથી નિર્વાહ કરી અંતર્ એકાન્ત અને બહિર્ એકાન્તની સુખદ તૃતીય અવસ્થાનો અનુભવ કરવો એ તેનું ભૂષણ છે, અને તેમાં નિરન્તર રહી સ્થિતપ્રજ્ઞના સ્થિર જ્ઞાનવિભવનો ભોગ કરવો, અને અંતે ઉપાધિમધ્યે સ્થિત છતાં તેનાથી અલિપ્ત રહેવારૂપ ચરમ દશાનો અનુભવ કરવો એ સાધકધર્મની નિવૃત્તિ અને સ્વરૂપપ્રાપ્તિ છે.

દ્વિતીય અવસ્થામાં રહ્યાવિના તૃતીય અને ચરમ દશાનો અધિકાર થતો નથી તેથી " આપણે તો ઉપાધિમાં રહીને જ **યથાશક્તિ** સાધન કરીશું " એમ જે લોકોનું માનવું છે તે કેવલ અયથાર્થ છે. એમ કહેવાથી તે લોકો કદાચિત્ "બહિર્ ઉપાધિ અને અંતર્ એકાન્ત " વાળી ચતુર્થ સ્થિતિમાં પોતાનો ન્યૂનાધિક અધિકાર સ્વીકારતા હોય' પરંતુ હંસમધ્યે જેમ બગલો શોભતો નથી, તેમ પરમહંસની દશાનો પોતાવિષે આરોપ કરનાર નિકૃષ્ટ સાધક ઉત્તમ સાધકોની પંક્તિમાં વિરાજતો નથી. ગૃહસ્થદશામાં સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરવાની સાધકની યોગ્યતાને શાસ્ત્ર સ્વીકારે છે. પરંતુ તદર્થ ગૃહસ્થધર્મોનું એવી રીતે પાલન કરવાનું શાસ્ત્ર કહે છે કે આરંભક સાધકની દ્વિતીય દશા જ સ્વરૂપપ્રાપ્તિમાં આવશ્યક ઠરે છે.

વ્યાવહારિક પ્રવૃત્તિના બાહુલ્યવાળા પ્રાપ્ત સમયમાં તેવી પ્રવૃત્તિથી કેવલ ઉપરત થઇ ગૃહસ્થધર્મને દૂષણ લગાડવું એ સાધકને ઉચિત નથી, તેમ જ આ સ્વલ્પ લેખનું તાત્પર્ય પણ નથી. દ્રવ્ય, યશ, સ્ત્રીઆદિ વિષયો વ્યવહારમાં પ્રાપ્તવ્ય છે પણ તત્સંબંધિની આસક્તિરૂપ મેઘમાલાથી જો પરમાર્થરૂપ સૂર્યનું આચ્છાદન થતું હોય તો તેમ થવા ન દેવું એ સાધકનો ન્યૂન ધર્મ નથી. સર્વ પ્રકારના સ્વાદિષ્ઠ ભોજ્ય પદાર્થો ખાવાની વૃત્તિ જો થતી હોય તો પ્રબલ પાચનશક્તિ પ્રથમ પ્રાપ્ત કરવી જોઇએ, દુર્જય રિપુઓનો સંહાર ક-

રવો હોય તો અમોઘ શસ્ત્રાસ્ત્રયુક્તિથી પ્રથમ સંપન્ન થવું જોઇએ. વ્યાધિરહિત થવું હોય તો નીરોગતાના નિયમોનું પ્રથમ પાલન કરવું જોઈએ. શરીરને સ્પર્શ ન થાય એવી રીતે અગ્નિમાં પ્રવેશ કરવો હોય તો પ્રથમ અગ્નિસ્તંભનયુક્તિનું જ્ઞાન હોવું જોઇએ અથવા તો અદાહ્ય વસ્ત્રો ધારણ કરવાં જોઇએ. તે પ્રમાણે પ્રવૃત્તિપ્રધાન સમયમાં અને પ્રવૃત્તિપ્રધાન દશામાં અનુપમ નિર્વિષય આનંદનો ભોગ સાધકે કરવો હોય તો પ્રથમ તેણે પરમાત્મા સ્વરૂપને પોતાનું અંતિમ પ્રાપ્તવ્ય સમજવું જોઇએ; પોતાના ગૃહસ્થધર્મને હાનિ ન પહોંચે એવી રીતે, અનિવાર્ય દાનપ્રસંગે કૃપણ કહે છે તેમ **"યથાશક્તિ" નહિ પણ સર્વ શક્તિથી,** પ્રવૃત્તિના વિષને ઉતારનાર નિવૃત્તિરૂપ અવન્ધ્ય ઉપાયનો ઉપચાર કરવો જોઇએ; અને પ્રતિદિન ચાર પાંચ ઘટિકા, પ્રતિમાસ ત્રણ ચાર દિવસનો પ્રધાન ભાગ, અને પ્રતિવર્ષ એકાદ માસ પણ, અંતઃકરણની ઉચ્ચ ભૂમિકાના અનુભવાર્થ અને અંતઃકરણવીણાના દિવ્ય અદ્વિતીય ધ્વનિના શ્રવણપૂર્વક આપ્તકામ થવા અર્થે, એકાન્તવાસ અને બ્રહ્મવિચારમાં ગાળવો જોઈએ. નહિ તો, જેમ તૈલના પ્રાસંગિક પ્રયોગથી રહિત ઘટીયંત્રના સાંચા કટાઇ જઇ આખરે નિરર્થક થઇ પડે છે, તેમ એકાન્તવાસરૂપ ઉત્તમ સાધનના અનુષ્ઠાનવિનાનું અંતઃકરણ અધિક અધિક જડ થઇ નિઃશ્રેયસની પ્રાપ્તિમાં હેતભૂત થતું નથી.

[ कौ० ]



॥ ॐ श्री ॥

# कर्तव्यप्रवर्तन.

સાધક બંધુઓ !

શ્રીઇષ્ટકૃપાથી આપણો સર્વનો આ મંગલમય દિને પુનઃ સંયોગ થયો છે. ગયા શુભ પ્રસંગે આપણે આપણા કર્તવ્યનો વિચાર કર્યો હતો; તદનુસાર શ્રીઇષ્ટકૃપાથી આપણે આ ચાર માસના અંતરાલમાં યથાશક્તિ કર્તવ્ય સાધવા સમર્થ થયા છીએ, એથી બહુ સંતોષ થાય છે.

ઇષ્ટેચ્છા હશે તો આઠ માસજેટલો દીર્ઘ કાલ વ્યતીત થયે પુનઃ આપણો સંયોગ થશે. આ આઠ માસજેટલા દીર્ઘ સમયમાં આપણા અંતઃકરણની પ્રાપ્ત સ્થિતિથી અધિક ઉચ્ચતર સ્થિતિ સાધવાનું શ્રેષ્ઠ કર્તવ્ય આપણને પ્રાપ્ત થયું છે. પ્રમાદાદિ દોષોને સેવતા મંદમતિ જનોને આટલો સમય કાંઇ પણ સાધી શકવામાટે બહુ જ અલ્પ જણાવો ઘટે છે, પરંતુ ઇષ્ટકૃપાથી પ્રયત્નાદિ સેવ્ય ગુણોનો આદર કરનાર આપણે આ સમયનો બહુ ઉત્તમ પ્રકારે સદુપયોગ કરી શકીએ એમ છે.

બાલક છતાં ઉત્તમ પરાક્રમથી પૂર્ણ ધ્રુવસરખા સમર્થ ઈશ્વરભક્ત છ માસજેટલા અલ્પ સમયમાં કર્તવ્ય અને પ્રાપ્તવ્યના અવધિને પામ્યા છે, અને અન્ય અનેક મહાજનો, દૃઢ આગ્રહ અને પ્રયત્નથી એથી પણ ન્યૂન કાલમાં કૃતકૃત્યતાને પ્રાપ્ત થયાનાં ઉદાહરણો સત્શાસ્ત્રોમાં શોધતાં જડી આવવા સંભવ છે. આપણે આવા સમર્થ મહાજનોની પેઠે અલ્પ સમયમાં પૂર્ણતાને પ્રાપ્ત કરવાની અસભ્ય આશા તત્કાલ બાંધતા નથી. કારણ આપણો વ્યવહારપ્રતિબંધ ભિન્ન પ્રકારનો છે; પરંતુ પ્રતિબંધ છતાં પણ આપણે આ આઠ માસના અલ્પ સમયમાં આપણા અધિકારની અતીવ વૃદ્ધિ કરવાને આગ્રહ અને પ્રયત્નથી સમર્થ છીએ, એમાં તો કશો જ સંશય નથી.

ઇષ્ટ અનુકૂલ હોય છે તો પ્રયત્ન કરનાર કૃષિકાર ક્ષેત્રમાંથી ઉત્તમ પ્રકારનું પુષ્કલ ધાન્ય ઉત્પન્ન કરી શકે છે, તેમ ઇષ્ટકૃપાપાત્ર સાધક જનો પણ પ્રયત્નથી આ અંતઃકરણરૂપી ભૂમિમાંથી તત્ત્વસાક્ષાત્કારરૂપ સર્વોત્તમ ફલ અનુભવી શકે છે. ઇષ્ટપ્રતિ અભિમુખ થયેલા હોવાથી આપણને ઇષ્ટસત્તા અનુકૂલ છે; જેથી પ્રયત્નરૂપ દ્વિતીય અં-

શને જ અત્યંત આગ્રહથી સિદ્ધ કરવાનું આપણા પક્ષે હવે અવશિષ્ટ છે.

આપણે પ્રયત્ન નથી સેવતા એમ નથી. આદરપૂર્વક અને આગ્રહપૂર્વક પ્રયત્નને સેવીએ છીએ, અને એથી જ આપણને અસંતોષ માનવાનું કિંચિત્ પણ પ્રયોજન નથી. પરંતુ આપણા આગ્રહની કલાને અધિકારાનુસાર વૃદ્ધિને પમાડવાની બહુ અગત્ય છે. આપણામાંથી કોઇ કોઇને તો તે આગ્રહ અમર્યાદાવસ્થાને પામે તોપણ ભૂષણરૂપ થઇ પડે એમ છે,

વ્યવહારથી કેવલ ઉપરત થઇ જવું, એવો આ આગ્રહની અમર્યાદાવસ્થાનો ભાવ ગ્રહણ કરવાનો નથી; પરંતુ અંતઃકરણથી વ્યવહારપ્રતિ બાધક ઉપરામ, એટલો ભાવ તો ગ્રહણ કરવાનો છે જ. શુદ્ધ વ્યવહારનું અલ્પ સેવન મોક્ષસાધક સાધનોમાં અધિક પ્રતિબંધક ન હોવાથી, તેવા વ્યવહારથી ઉપરામ અત્ર વિવક્ષિત નથી.

વર્તમાન સમયમાં સત્પ્રયત્નમાં આપણો કાલ આપ્રમાણે વ્યતીત થાય છે. આપણામાંથી કેટલાક સત્ક્રિયામાં નિત્ય પ્રાતઃકાલે પ્રહર, કેટલાક અર્ધ પ્રહર, કેટલાક પા પ્રહર, અને કેટલાક તેથી પણ ન્યૂન કાલ ગાળે છે. દિવસમાં છિન્નભિન્ન પ્રયત્ન પણ ઘણાથી થાય છે. આ પ્રકારે સત્ક્રિયામાં ગળાતા સમયમાં આપણાથી યથાશક્તિ વૃદ્ધિ થઇ શકે એમ છે કે કેમ, તે વિષે આપણે પ્રત્યેકે વિચાર કરવાનો છે.

યોગ્ય વિચારથી જોઇએ તો પારમાર્થિક ક્રિયામાં આપણ સર્વે પ્રતિદિન હમણાં જેટલો સમય કાઢીએ છીએ, તે આપણાથી બની શકે તેટલો વધારેમાં વધારે સમય નથી. આખા દિવસમાં કેટલીક ક્રિયાઓ આપણે એવી કરીએ છીએ કે જે બહુ આવશ્યક હોતી નથી. કેટલીકને તો નિરુપયોગી જાણતાં છતાં બહુ કાલના અભ્યાસને લીધે આપણે વ્યસનીની પેઠે સેવ્યા કરીએ છીએ. કેટલીકનાં ફલ અત્યંત તુચ્છ છતાં કોઈ ક્ષુદ્ર આસક્તિથી આપણે તેમને ત્યજી શકતા નથી. કેટલીક અનાવશ્યક છતાં પણ જનસમુદાયમાં સંબંધે કરીને સેવવાની ફરજ આપણે માની બેઠા છીએ. આ સર્વ ક્રિયાઓનો જો આપણે સદસદ્વિવેક કરીએ, અને અસતને ત્યજવાનું અને સતને ગ્રહણ કરવાનું, પુરુષોએ સેવવાયોગ્ય શૌર્ય ધારણ કરીએ તો પારમાર્થિક પ્રયત્નમાં આપણે પ્રત્યેક હાલ વ્યતીત કરીએ છીએ, તેથી નિત્ય દ્વિગુણ કાલ વ્યતીત કરવા સમર્થ થઇએ, એમાં લેશ પણ સંશય નથી. આ પ્રકારે આપણી ક્રિયાઓનો વિવેક કરી આજથી જ આપણે આપણા પારમાર્થિક પ્રયત્નના કાલને વધારવો, એ આ અલ્પ

માસમાં આપણા ઇષ્ટ કર્તવ્યની સિદ્ધિમાં સહાયક એક સબલ હેતુ છે.

પરંતુ આ એક જ હેતુ સાધીને, અર્થાત્ આપણી નિત્યની ક્રિયાના કાલમાં વૃદ્ધિમાત્ર કરીને તેટલી જ વૃદ્ધિથી આપણે સંતોષને માનવો ઉચિત નથી. આ જગત્‌માં સર્વ મનુષ્ય, માસમાં બે ત્રણ દિવસો પણ ઉત્સવના પાળે છે, અર્થાત્ તે દિવસોમાં નિત્યના વ્યવહારકાર્યથી ઉપરતિ સેવીને, પોતે માનેલા વિષયોથી સુખ ગ્રહણ કરવા પ્રયત્નશીલ થાય છે. આપણે પણ માસમાં બે ત્રણ કે ચાર દિવસ ઉત્સવનિમિત્ત કાઢીએ તો ન બની શકે એમ નથી. તે દિવસોમાં આપણી વૃત્તિ જેમાં આનંદ સ્વીકારે છે, એવી આ ઇષ્ટના અનુસંધાનરૂપ સત્ક્રિયાને દિવસના અધિક ભાગમાં આપણે સેવવી જોઇએ. એવા સામયિક પ્રસંગોમાં આપણે વ્યવહારની ઘણી ક્રિયાઓને પરિત્યજી, કેવલ આપણી આ ઇષ્ટારાધનરૂપ સર્વોત્તમ ફલપ્રદ ક્રિયામાં અનુસંધાવારૂપ ઉત્સવને કરવો જોઇએ. ઇષ્ટસ્મરણચિંતનવિના આપણી વૃત્તિને ઉત્સવનો અન્ય વિષય કયો છે? કોઇ જ નથી. તો પછી આવા સામયિક ઇષ્ટારાધનરૂપ ઉત્સવના પ્રસંગો માસમાં બેત્રણ પણ આપણી વૃત્તિને આપણે ન આપીએ તો પછી આપણી વૃત્તિ ઇષ્ટારાધનને જ ઉત્સવરૂપ સ્વીકારે છે, એ માનવામાં કોઇ પ્રબલ હેતુ દૃષ્ટિએ આવતો નથી.

માસમાં બે ત્રણ દિવસ ઇષ્ટચિંતનમાં દીર્ઘ કાલ અખંડ વ્યતીત કરવાના આવા સામયિક પ્રસંગો વૃત્તિને આપવાથી બહુ લાભ થવા સંભવ છે. એથી આપણું આંતર સામર્થ્ય અધિક વધવાનો યોગ આવે છે. ધ્યેયમાં વા લક્ષ્યમાં અવિક્ષિપ્તપણે અનુસંધાવાનું બલ વૃત્તિમાં શનૈઃ શનૈઃ વધતું જાય છે. ઇષ્ટમાં વિશેષ કાલ વૃત્તિ રહેતાં ઇષ્ટવિષયક પ્રેમમાં વૃદ્ધિ થાય છે, અને તે વધતાં દૃશ્યપ્રતિનો પ્રેમ ન્યૂન થતો જાય છે. સેવેલી સત્ક્રિયા વા સંસ્કારો વ્યવહારકાલે પણ આવિર્ભાવ પામતા રહેતા હોવાથી વ્યવહારના સંસ્કારો હૃદયમાં દૃઢપણે પડતા નથી, અને તેથી ક્રમે ક્રમે અમનસ્કભાવ સિદ્ધ કરવાનું સુલભ થતું જાય છે.

પુનઃ પુનઃ નૈરન્તર્યથી ઇષ્ટસ્વરૂપમાં વૃત્તિને નિવેશ કરવાનો અભ્યાસ સેવવાથી ધ્યાનની દૃઢતા થાય છે, એ આપણામાંથી કોઇને અજ્ઞાત નથી; અને ધ્યાનની દૃઢતા પ્રાપ્ત કરી ઇષ્ટસ્વરૂપનો સાક્ષાત્કાર કરવો એ આપણું લક્ષ્ય હોવાથી પુનઃ પુનઃ ઇષ્ટસ્વરૂપમાં વૃત્તિને સ્થાપન કરવારૂપ આપણા આ કર્તવ્યમાં પ્રમાદ ધરવો આપણને ઉચિત નથી. દિવસમાં જે જે ક્ષણો નિવૃત્તિની મળે તે તે પ્र-

એક ક્ષણ આપણે આપણી વૃત્તિને ઇષ્ટસ્વરૂપસાથે સંબંધવાળી કરવાનો દૃઢ આગ્રહ ધરવો જોઇએ. અધિક નિવૃત્તિ મળશે ત્યારે અથવા આટલો વ્યવહાર સમાપ્ત થઇ રહેશે ત્યારે ઇષ્ટારાધનમાં યોજાઇશું એવો વૃથા વિશ્વાસ ધરી કાલક્ષેપ કરનારને અધિક નિવૃત્તિ મળતી નથી, અને વ્યવહારની સમાપ્તિ થતી નથી. દિવસમાં પાંચ સાતસરખી મળેલી ક્ષણોનો પણ સદુપયોગ કરનાર અર્થાત્ તેટલા સમયમાં પણ ઇષ્ટશ્રીપ્રતિ પ્રેમભક્તિપ્રવાહ ચલાવનાર સાધક, તે અલ્પસરખી સત્ક્રિયાના પ્રભાવથી શ્રીઇશનો અધિક અનુગ્રહ મેળવી, પ્રતિબંધોનો નાશ કરવા સમર્થ થાય છે, અને યોગસામર્થ્યને વધારે છે. અલ્પ દ્રવ્યનો સંગ્રહ કરતાં કરતાં જ મનુષ્ય શ્રીમાન્ થાય છે, પણ અલ્પ દ્રવ્યને તુચ્છ જાણી તેની ઉપેક્ષા કરનારને શ્રીમાન્ થવા સંભવ આવતો નથી, તે જ પ્રમાણે થોડી થોડી ક્ષણોને પણ ઇષ્ટચિંતનમાં યોજતાં સત્ત્વદ્રવ્યનો સંચય થઇ યોગસંપત્તિમાન્ થવાય છે. આમ હોવાથી આવશ્યક વ્યવહારો સેવતાં પણ તેમાંથી બને તેટલી ક્ષણો કાઢી તે ક્ષણો તેમ જ અન્ય સર્વ નિવૃત્તિનો સમય, યોગસંપત્તિમાન્ થવા અર્થે આપણે દૃઢ આગ્રહથી વ્યતીત કરવો જોઇએ.

ક્રિયાની સિદ્ધિ ક્રિયા કરવાના વિધિઉપર વિશેષ આધાર રાખે છે. આખો દિવસ શરીરની મહેનત કરનાર મનુષ્ય શરીરને જેટલું બલવાન્ કરે તેના કરતાં ઘટિકા માત્ર જ શાસ્ત્રીય રીતે વિધિપૂર્વક વ્યાયામ કરનાર મનુષ્ય શરીરને અધિક બલવાન્ તથા દૃઢ કરે છે. ચિત્તનિરોધ સાધવાના પ્રયત્નનું પણ એમ જ છે. બે ત્રણ પ્રહર આસન મારી ક્રિયામાં બેશી રહેનાર સાધક જેટલું નિરોધબલ પ્રાપ્ત કરી શકવા સમર્થ થાય છે, તેથી અધિક નિરોધબલ વિધિપૂર્વક ક્રિયા કરનાર સાધક માત્ર બે ત્રણ ઘટિકા ક્રિયા કરી સાધી શકે છે. આથી ઇષ્ટચિંતનમાં કાલ ગાળનાર સાધકોએ, ક્રિયાની સત્વર સફલતાઅર્થે વિધિપ્રતિ લક્ષ રાખવાની બહુ અગત્ય છે.

વિધિનું સ્વરૂપ આપણને સર્વને જ્ઞાત જ છે, તો પણ અભ્યાસઅર્થે તેને સંક્ષેપમાં પુનઃ સ્પષ્ટ કરીએ છીએ. આપણને પ્રત્યેકને ઇષ્ટશ્રીદ્વારા અધિકારાનુસાર જે જે ઉપાસનાઆદિ ક્રિયાઓ મળેલી છે, તે તે ક્રિયાઓમાં, શબ્દવૃત્તિની તથા લક્ષણાવૃત્તિની સ્વચ્છંદ પ્રવૃત્તિ રોકવાઅર્થે, તે ઉભય વૃત્તિઓને પૃથક્ પૃથક્ વ્યાપાર આપવાનું સૂચવવામાં આવ્યું હોય છે. આ બંને વૃત્તિઓ તેમને આપેલો વ્યાપાર આગ્રહપૂર્વક અખંડિત યથાનિયમ કર્યાં કરે એ જ આપણી ક્રિયાનો મુખ્ય વિધિ છે. નિવૃત્તિનું સ્થાન, સાત્ત્વિક સમય, શરી-

રાદિની શુદ્ધિ આદિ ગૌણ વિધિ સહજ પ્રયત્ને સાધી શકાતો હોવાથી તે પ્રતિ લક્ષ કરાવવાની અત્ર અધિક આવશ્યકતા માની નથી.

આ મુખ્ય વિધિનું સ્વરૂપ આપણે સમજીએ છીએ ખરા, તથાપિ જ્યારે જ્યારે આપણે ક્રિયામાં પ્રવેશીએ છીએ ત્યારે આપણી શબ્દવૃત્તિ તથા લક્ષણાવૃત્તિ બંને, સાથે વ્યાપારમાં જોડાયલી ક્વચિત્ જ રહે છે. ક્રિયાના આરંભને પાંચ દશ ક્ષણો થઈ નથી હોતી એટલામાં તો લક્ષણાવૃત્તિ વિવૃત થઇ ગયેલી ઘણાને અનુભવમાં આવે છે, અને તેમ થતાં જ શબ્દવૃત્તિ પણ યદ્યપિ સ્થૂલ રીતે વાણીસ્થાનોમાં ક્રિયાવતી પ્રતીત થાય છે, તોપણ તેની સૂક્ષ્મ વૃત્તિ ભિન્ન વ્યાપારમાં જોડાઇ જાય છે. આમ થવું એ વિધિનો ભંગ છે. આવો વિધિભંગ સર્વદા ચાલ્યા કરે તો ક્રિયા સત્વર ફલને ઉપજાવી શકતી નથી. આથી કરીને વિધિના યથાર્થ પાલનપ્રતિ આપણો આગ્રહ અત્યંત અગત્યનો છે.

વિધિનો ભંગ થવામાં વિક્ષેપશકિતના સંસ્કારોનું પ્રાબલ્ય આદિ અનેક હેતુઓ છે, તથાપિ સાધકની અસાવધાનતા એ મુખ્ય અને સાક્ષાત્ હેતુ છે. લક્ષણા વૃત્તિ સહજ વિવૃત્ત થતાં સાધકે તત્કાલ સાવધ થઇ, આગ્રહ અને બલથી તેને પુનઃ લક્ષ્યમાં સ્થાપવી જોઇએ. ઉન્મત્ત અશ્વને કુશલ સારથી નિરંતર સાવધાન રહી નિયમિત માર્ગમાં જ ચલાવે છે, અને ઝોકાં ખાતા અણીણીયા સારથીના અશ્વ ગમે તેમ વહી જાય છે. કુશલ સાધકે પણ સાવધાન રહી વિવૃત્ત થતી વૃત્તિને આગ્રહ અને પ્રયત્નરૂપી પ્રગ્રહવડે આકર્ષીને યોગ્ય માર્ગમાં જ સ્થાપવી જોઇએ

ઉન્મત્ત લક્ષણાવૃત્તિને કે શબ્દવૃત્તિને વિહિત માર્ગે પ્રવર્તાવવામાં થતા શ્રમથી વિકલ થવાનું પ્રયોજન નથી. આ પ્રકારનો શ્રમ યદ્યપિ વૃત્તિને બહુ કલાંતિ ઉપજાવનાર છતાં તે કાંઇ નિરંતર લેવાનો નથી. કેટલોક સમય જ માત્ર આગ્રહ ધરવાની અગત્ય રહે છે. અનિયમે વર્તતી આ વૃત્તિઓને પુનઃ પુનઃ નિયમમાં સ્થાપવાનો આ પ્રયત્ન મનોબલને વધારનાર છે, અને તેથી અલ્પ સમયમાં તે અવશ્ય સફલ થઇ ઉભય વૃત્તિઓને સરલ અને સ્વાધીન કરે છે. તેથી સાવધાનતા ધરી આ પ્રયત્નમાં પ્રવર્તવું એ આપણું પ્રત્યેકનું કર્તવ્ય છે.

**શ્રીઇષ્ટકૃપા** સંપાદન કરવાનો માર્ગ આ પ્રકારનો પ્રયત્ન જ છે. ઇષ્ટની સામાન્ય કૃપા તો સર્વપર છે જ. તે પ્રાપ્ત કરવામાં પ્રયત્નની અગત્ય નથી. પરંતુ વિશેષ કૃપા, જે સાધકને પ્રાપ્તવ્યના શિખરે સ્થા-